# પ્રસ્તાવના.

જેમ જેમ વખત વ્યતિત થાય છે તેમ તેમ ફેરફારો ...તા દરેકને સહેજમાં માલુમ પડે છે અને એ ફેરફારો જેમ ...રેક ઠેકાણે છે તેમ આ **ભારત ભૂતમાં** એ અવનવા થયા ...છે અને **ગુર્જરરાષ્ટ્રમાંએ** એથી નહિ ધારેલી કલ્પનાઓના ...ચમત્કારી ફેરફારો થતા રહ્યા છે. આ થયેલો તફાવત કેટ-...લોક કનિષ્ઠ પણ છે અને કેટલોક ઉત્તમ હોઇ ઉજ્જવળ ...પ્રકાશમય છે. કનિષ્ઠ માર્ગે જતાં બચવું અને ઉત્તમ માર્ગે ...પ્રવાસ કરવો એ સઘળા સમજુ માનવોનો નિત્ય નિયમ છે ...અને એ સમજના માટે **ધૈર્ય, ખંત, દ્રઢતા તથા શોધની** ...જરૂર છે.

સમજુ માનવોની સઘળી જરૂરીયાતો, સાધુ હૃદયના સજ્જનોનો સમાગમ અને એવાજ સમજુઓના હાથે લખાયેલાં પુસ્તકોનું વાંચન પુરી પાડે છે. ફકત એવાં પુસ્તકોનું સૂક્ષ્મ રીતે અવલોકન આનંદજ આપે છે અને એ આનંદ પ્રાપ્ત કરવાને માટે પુસ્તક વાંચનનો પ્રવાસ એજ ...સાધન રૂપ છે.

ઉપલાં સાધનો પુરાં પાડવાને માટે આ પુસ્તક વાંચકોના કરમન્ડળમાં આપવા આ લેખકોનો આ ચોથો પ્રયાસ છે; પ્રથમના કરતાં આ ભિન્ન વિષય છે અને આતો આ પ્રથમજ પ્રયાસ છે. જો કે આ પ્રયાસમાં નાશીપાસ નહિ થવાય એવી કલ્પનાઓ રહે છે તોપણ પ્રથમ પ્રયાસ, પ્રથમ પગલું અને પ્રથમ સમાગમ શાન્તિકર નીવડશે નહિ એવી સ્વભાવિક ચિંતા દરેકના હૃદયમાં થાય છે.

તેવી અમોને પણ છે. આ પ્રયાસ આનંદી છે એ સમજવું જનસમુહના વિચારો ઉપર આધાર રાખે છે. જો જનસમુહ તરફથી આ પુસ્તકને સારો આદરમાન મળેલો જણાઇ આવશે તો આ લેખકો પોતાનો પ્રયાસ ચાલુ રાખશે.

ઘણી કાળજી રાખ્યા છતાં આ નૉવેલમાં દોષો હશે તે દોષો વાચકવૃન્દ ક્ષમાની નજરથી નિહાળી દુર્લક્ષ કરશે. ઘણીવાર અક્ષર પડવો, અનુસ્વારાદિ નિશાનીઓ નહિ ઉઠવી એ છાપખાનાની સામાન્ય ચુકો હોય છે તો ભિન્ન ભિન્ન દ્દિગોચર થતા દોષો વિદ્વદ્વર્ગ આ લેખકોનો પ્રથમ પ્રયાસ સમજી હંસ રીતિએ નિરર્થક નીરનો ત્યાગ કરી દુધજ પીશે. એવી અમોને સર્વના તરફથી યોગ્ય મરજીની જરૂર છે.

છેવટે આ નાનકડા નૉવેલના માટે આ નાની પ્રસ્તાવના પુરી કરતાં નૉવેલનું અંતર સ્વરૂપ નિરખવા, સમજવા, અને યોગ્ય લાગે તેનો સંગ્રહ કરવા દરેકને કહેવામાં આવે છે.

| | |
|---|---|
| જ્યેષ્ટ પુર્ણિમા. | ગોહિલ અને માસ્તર. |
| સં. ૧૯૬૩-વિક્રમાર્ક. | કડી—(ગુજરાત) |

" બેન કુમુદ ! હવે પછી આવો આનન્દ આપણો બંધ પડશે. "

" પ્રિય ભગિની ! આ ત્હમો શું બોલો છો ? " આશ્ચર્યતાથી કુમુદસુન્દરીએ પૂછ્યું. " એવા કયા વિચારથી, આપણી કઇ અયોગ્ય રીતિથી, અથવા તો ત્હમારૂં શું અપમાન થવાથી તમો મ્હારા ભણીથી પ્રીતિ કમી કરી આવા આનન્દના દીવસો બંધ કરશો ?

' નથી નથી કદી ચાલી, તમ ઇચ્છા વિના હું;
' નથી ખચિત કો પ્રિય, તમથી અધિક કહું હું;
' નથી નીતિ ધર્મ તજી, કુપંથે ચાલી જરાયે;
' તેમ છતાં અધિક કોપ, આ શું તમથી થાયે. "

" મ્હારી કલ્પનાજ એવી છે અને થશે પણ એમજ. " સુબોધાએ કાંઇ વધારે જણાવ્યું. " જુવો ! હવે દીવસો ગત થાય છે એમ આપણી સઘળાંયની ઉમ્મર મ્હોટી થતી જાય છે. ત્હમારો પણ હવે કન્યાકાળ વીતી જવા આવ્યો છે. ઉમ્મરે આવેલી બાળાઓ પિતુગ્રહમાં રહેતી નથી અને પિતુગ્રહે શોભા પણ આપી શકતી નથી. એમના માટે તો નવીનજ ભૂમિ ખપની છે, એ નવી ભૂમિમાંજ એમને આનન્દ, હર્ષ છે અને આ જીવનનું સાફલ્ય કરવાનું સાધન પણ એ નવીન ભૂમિમાંજ મળે છે. માટે હવે આવા આપણા આનન્દના દીવસો બંધ પડશે, આપણ બધાંય હવે પછી એક સારો દીવસ આવે આંહી નહિ હોઇએ અને વળી કાંઇ મ્હારા પિતાશ્રી ત્હમારો સંબંધ જલદી કરવાનો મહારાજા સાહેબનો વિચાર છે એવી " કત આજે સવારમાં સામન્ત સુરસિંહ આદિ આગળ ક હતા એથી. "

"નવીન ભૂમિ એજ આનન્દનું સ્થળ અને મારે સંબંધ વળી એ શું?"

"નવીન ભૂમિ એજ કે જ્યાં ત્હમારૂ પધારવું થયા પછી તમે અમને કોઇનેએ યાદ નહિ કરો—કદીએ સંભારશો નહિ. તમને એ નવી ભૂમિમાં યાદ કરવા માટે–હંમેશ સ્મરણમાં લાવવા માટે જુદાજ ભાગ્યશાળી મળશે એટલે અમને સંભાળો પણ શાનાં. કદી પ્રસંગ પડે યાદ લાવશો તે પણ ધીરે ધીરે ભૂલિ જશો. તમારા જેવાં સઘળાયની એજ રીતિ હોય છે.:"

'હૃદય સરોવરે ઝીલવા જવાનાં તમે,
થઇ નવોઢા નારીરે.
'સયન ભવનમાં હરે તૃષ્ણા શાન્તિ દેઇ,
સંભાળો ત્યાં નર ભાગ્યશાળીરે.
'અમે તમે હવે છુટાં થવાનાં,
સહુ તજે જન્મભૂમિ સુખકારીરે.
'નથી કોઇ રહ્યું અને નથી રહેવાનું,
ઇશ સરજેલ રીત એ સારીરે."

"આ ત્હમો ગર્ભિત ગર્ભિત અને મશ્કરીમાં શું કહોછો એની મ્હને કાંઇ સમજણ પડતી નથી. બ્હેન સુબોધબા તમને, મંગુને, પદ્માબાને અને આ સઘળી સહચરીઓને હું હંમેશાં યાદ કરૂછું અને યાદ કરતીજ રહીશ. ત્હમારા શિવાય મ્હને સખી પ્રેમમાં અન્ય કોઇ વિશેષ પ્રિય નથી. હું ત્હમો સદ્‌ગુણી સાહેલીઓને તરછો· અવરની સાથે સખી પ્રેમ જોડી શકીશજ નહિ. ત્હજ મ્હને પ્રિય છો."

"આ કાંઇ મશ્કરી નથી. સઘળું સાચું અને ઉદ્ગા-

ડુંજ છે." પદ્માએ જણાવ્યું. "હમારાં લગ્ન થશે અને પછી યુવરાણી થશો એટલે અમને સંભારવાનું કારણ શું, પતિ—પત્નિનો પ્રેમ, સંબંધ અને એકમેકની ઓળખથી થતો આનન્દ એવો જ છે."

આ બાળાઓમાં ઉપર પ્રમાણે વાદવિવાદ ચાલે છે એવામાં તેમાંની સામન્ત સૂરસિંહની પુત્રિ કિશોરી કે જે એ બધાંયમાં નાની ઉમ્મરની પણ ઘણી ચપળ બુદ્ધિની ચાલાક હતી તે બાગમાં ફરતી ફરતી જરા દુર ગયેલી; તેણે પાસેના સીતાફળીના ઝાડને અશ્વ બાંધી, નીચે ભોંય ઉપર ઘાસીયો પાથરી નિર્ભયતાથી સુતેલા એક ઘોડેસ્વાર પંથીને જોયો કે તે ત્વરાથી તેની નજદીક ગઇ. એના માંથાની પાઘડીના પેચમાં ખોસેલો એક પત્ર કીશોરીને નજરે પડયો. કોઇ જાણે નહિ તથા નિન્દ્રાધિન પંથી જાગૃત ન થાય એવી ચપળતાથી એના નજીક જઇ શિરરક્ષકના પેચમાંથી પત્ર ઝડપથી ખેંચી વિજળીની ગતિ માફક ત્યાંથી ચાલી પોતાની સખીયો તરફ ગઇ અને લાવેલો પત્ર કુમુદાના કોમળ કરમાં મૂકયો.

પત્ર ઉપરનું શરનામું કુમુદાએ પોતાના પિતાના નામનું જોયું, કાગળ ખુલ્લો બીડયા વિનાનો હતો તે જોયો, ઉકેલવાનું મન થયું. અયોગ્ય કહેવાશે, શાસ્ત્રરીતિથી ઉલટું થશે, પરંતુ ફરીથી વાંચવા નહિ મળે એમ સમજી ઉકેલી વાંચી જોયો. એ પત્ર વાંચતાંજ ઘણી આનન્દી થઇ–હર્ષ પામી. હર્ષમાં કાગળનો ભાર પણ કોમળ કર ઝીલી શકયા નહિ. પત્ર નીચે પડયો અને સુબોધાએ ત્વરાથી લેઈ લીધો.

પ્રિય પાઠક ! કુમુદાને હર્ષ પામવાનું કારણ શું !

એ કાંઇ મનની કલ્પનાથી જાણી શકાય નહિ. લેખક અને વાંચક એ બે મળીને એક આખુ શરીર થાય છે. લેખક ગુપ્ત સ્થળમાં, પાણીના પડમાં, દાવાનળના ગર્ભમાં, પહાડોની ગુફાઓમાં, રાજ્યસભાઓમાં, અતઃપુરમાં અને ટુંકામાં આ જગત રૂપિ બાગના માલિક વનમાળીએ કલ્પનાથી રચેલા સઘળા સ્થળોમાં, ગુપ્તમાં પણ ગુપ્ત જગ્યામાં, પતિ–પત્નિના એકાન્તના મેળાપમાં અને દરેક સ્થળે વાચકને સાથે રાખીને જાય છે. દરેક સ્થળની, મનુષ્યની રીતિ રીવાજોથી વાંચકોને જાણીતા કરે છે. વાંચકને લેખકના પગલે પગલે ચાલવું પડે છે, લેખક અટકે ત્યાં અટકવું પડે છે અને ટુંકામાં વાંચકને લેખક પુસ્તક રૂપિ ચોટીકા કરમાં આપી પોતાની પાછળ ખેંચે છે. માટે તમો પણ આ લેખક સાથે આવી સુબોધાના કરમન્ડળમાંનો વાંચી જુવો? વાંચવાનું, સમજવાનું અને વિચાર કરવાનું કામ તમારૂ છે.

શ્રી હરિઃ

**સકલ શુભ ગુણ સમ્પન્ન પરમ પ્રિય મિત્ર**
**ભાવસિંહજી મહારાજ સાહેબ.**
**સંસ્થાન સુર્યપુર.**

'ઘણા હેતથી અભિવંદન સાથે લખવાનું કે આપની
' સદ્ગુણી કુંવરી 'કુમુદસુન્દરી' હવે ઉમ્મરે આવી છે.
' આપણા આર્ય ધર્મશાસ્ત્રાધારે હવે એમનો સંબંધ કર-
' વાનો આપનો વિચાર હશે અને અત્રેના ધારવા પ્રમાણે
' એવી કલ્પના આપને થઇ પણ હશે.

' અમારા યુવરાજ 'ચન્દ્રસિંહ' સાથે આપની વ્હાલી

'બાળાનો સંબંધ થયે એઓ અરસ્પરસ દીપી નીકળશે.
'આમાં આપની મરજીની જરૂર છે. માટે આથી આપનો
'ખુલાસો પૂછવો પડયો છે. તો આપની ઇચ્છાનુસાર આ
'માગણાનો જવાબ અમારા આવેલા વિશ્વાસુ સરદાર
'સાથે યોગ્ય તે મોકલશો. અમારી આ સંબંધમાં સ-
મ્પૂર્ણ ખુશી છે. એજ ત્રતીયાને સોમવાર.

મુકામ. રમ્યપુર.

આપનું ભલું ઇચ્છનાર.

રણજીતસિંહજી.

પત્ર એકવાર વાંચ્યો, બીજીવાર વાંચ્યો અને સુબોધા અત્યંત હર્ષ પામી. યુવરાજ ચન્દ્રસિંહનાં સંસ્થાનોમાં બીજા બધા રાજકુંવરો કરતાં ઘણાં સારાં વખાણ થાય છે, એમની સદ્‌ગુણી, વિવેક વિચારાદિ સારી વખાણવા લાયક નીતિમય વર્તણુંકથી દરેકના ઉમદા મત છે. આવા બુદ્ધિવાન, કુળવાન, શુર રાજકુમાર સાથે પોતાની સહચરી કુમુદાનો સંબંધ થાય એમાં સુબોધા જેવી વિચારવાન બાળા ખુશી ન થાય એમ બનેજ નહિ. અત્યંત આનન્દથી એણે પોતાની સઘળી સખીઓને સંબોધી કુમુદસુંદરીને જણાવ્યું.

"પ્રિય બ્હેનો! આજનો આપણો દીવસ અત્યંત આનન્દનો છે. આજે જે હર્ષ આ પત્ર વાંચી મ્હને પેદા થયો છે એની અવધીછે. એમાંની બીના સમજી તમો પણ સઘળાં ખુશી થશો. બ્હેન કુમુદા પણ ખુશી થઇજ હશે.! આ પત્ર પ્રતાપવાન રમ્યપુરના મહારાજાધિરાજ રણજીતસિંહજી એમનો આપણા મહારાજા સાહેબ ઉપર છે. એમાં આપણી રાજકુંવરી બ્હેન કુમુદાના સંબંધની હકીકત છે

અને પોતાના યુવરાજશ્રી ચન્દ્રસિંહજી સાથે સંબંધ જોડવાની ઈચ્છાથી મહારાજ સાહેબની મરજીની માગણી કરે છે. કુંવર ચન્દ્રસિંહજી ઘણા સુશીલ, વિદ્યાવંત, પરોપકાર બુદ્ધિવાન, શુંરવીર અને સ્વરૂપવાન છે. એમની સાથે આપણી પ્રિય સખીનો સંબંધ નીકટનો સદાના માટે જોડાય એ શું આનન્દજનક વાત નથી ? જેવી બ્હેન કુમુદા રૂપ, ગુણ, વિવેક આદિમાં સમ્પૂર્ણ છે, એવાજ કુમાર ચન્દ્રસિંહજી પણ છે. એઓ એક મેક દીપી નીકળશે. ”

“ સુબોધા ! શું કુંવર ચન્દ્રસિંહજી સાથે બેનનો સંબંધ. આહા એતો આપણને અત્યંત આનન્દ.” પદ્માએ ખૂશી થતાં કહ્યું. “ હું મ્હારી માતા સાથે મારા મોસાળમાંથી આવતાં ગઇ શાલ માગસર માસમાં રમ્યપુરમાં તારા મામાના ત્યાં બે દીવસ મેમાન તરીકે રહી હતી, તું તે વખતે પણ ત્યાંજ હતી. તેં ત્યાંના યુવરાજ ચન્દ્રસિંહજીને શ્રીનંદેશ્વર મહાદેવનાં દર્શન કરવા આપણે ગયેલાં તે વખતે મને બતાવ્યા હતા. આહા ! શું એમનો વિવેક, કેવી સાદાઇ, નિર્મળતા તો સઘળી જાણે તેમનામાંજ વસી રહી છે. સ્વરૂપમાં તો જાણે ! કામદેવ. એમની સાથેના સંબંધનું માગુ નક્કી મહારાજા સાહેબ હાજ પાડશે. ”

“ આમ ટીખળી કરવાનો તમોને બધાંને ટેવજ પડી છે. ” લજ્જામાં નીચું નીહાળી કુમુદાએ કહ્યું. “ શું આ મસ્કરી કરવાનો વખત છે. બીચારા કોઇ પંથીના પાસેથી ચોરી કરીને કિશોરી પત્ર લાવી, બધાંએ ઉકેલ્યો અને વળી એવી ચોરી કરીને રાજી થવું. આ તે કેવી તમારી અયોગ્ય ટેવ. ”

“ હાજ તો. ” કિશોરી બોલી. “ જ્યારે ત્હારા

આનંદનો પત્ર લાવી, ત્હને હાથમાં આપ્યો, તેંજ પ્રથમ વાંચ્યો અને સઘળો ભાવાર્થ સમજી હર્ષ પામી પછી મ્હને ચોર બનાવી મુકી. વાહરે વાહ ! આમ તારો ફાયદો કરતાંએ મેં ચોરી કરી એવું ઠરાવી દીધું. પરંતુ એમાં તો પ્રથમ તેંજ મ્હારાજ સાહેબના નામનો પત્ર ઉકેલી નીતિધર્મનો ભંગ કર્યો છે. અમે ચોર અને તમો ઠગ. પણ અમે તો આથી બેહદ રાજી થઈશું."

"રાજી કેમ ન થઇએ." મંગળાગવરીએ જણાવ્યું. "હવે તો લગ્નમાં મ્હાલીશું, ગીતો ગાઈશું અને બ્હેન કુમુદાને પરણાવીશું."

"અરે મંગુ !" પદ્મા બોલી. "વળી હમણાં તું કિશોરી કરતાં ભારે શબ્દોનો સ્વાદ ચાખીશ. કિશોરી ચોર અને તું બટક બોલો ઠરીશ. કુમુદા આગળ તો મુગા રહ્યામાંજ નવ ગુણ છે."

"આ તમો બોલોછો એ મ્હને કાંઇ ગમતું નથી" કુમુદાએ કાંઈ વાત બંધ રહેવા કહ્યું. "આ પત્ર હવે તમારી પાસે કયાં સુધી રાખશો. જ્યાંથી લાવ્યાછો ત્યાં પરત મુકી આવો. નહિતો બીચારો અજાણ્યો પંથી જાગશે અને પોતાનો પત્ર ખોળશે."

"હા, એ વાત ખરી. કિશોરી તું ત્વરાથી આ પત્ર મુકી આવ ? સુબોધાએ જણાવ્યું. "કુમુદા ખરે. ત્હારા ફાયદાનો પત્ર લાવ્યો ત્યારે એ પંથી વીર નર બીચારો અને બાપડો બન્યો કને. છે જ પોતાના ફાયદામાં બીજાઓની રીતિ દરેકને નિર્માલ્ય માલૂમ પડે છે. તેમ ત્હને પણ થાય એમાં નવાઇ શું."

કિશોરી ત્વરાથી પત્ર, પંથી સુતેલો હતો અને પત્ર શિર રક્ષકના પેચમાં હતો તેમનો તેમ ચપળતાથી મુકી આવી. સઘળાં વખત થઇ જવાથી ઘર તરફ ગયાં.

અશ્વ ખૂંખાર્યો અને નિન્દ્રા પુરી થવાથી પંથી જાગૃત થયો. અશ્વ ઉપર સામાન ઠીકઠાક કરી—બરોબર ગોઠવી સૂર્યપુરમાં રાજ્યગઢ તરફ ગયો. મહારાજા ભાવસિંહજીને નમન કરી પત્ર આપ્યો. મ્હારાજાએ વાંચ્યો. અમાત્ય, સેનાપતિ, સામંતાદિ મંડળીને બોલાવી પત્ર વંચાવ્યો. સર્વાનુમતે માગણું કબુલ રાખવાની 'હા કર્યાથી આવેલ સામંતને સરપાવ આપી એક બે દીવસ રાજ્યમાં રાખી ઘણાજ હર્ષથી પ્રત્યુત્તર અને શ્રીફળ મોકલ્યું.

## પ્રકરણ બીજું.

### કપટજાળ.

"કપટી કપરાં સહુ કૃત્ય કરે, સુપંથે જરીએ નવ વળે;
"નીચ ધારણા સાચી મન ધરે, જગ સુજનથી જરી
નવ ડરે.



સદા સુખરૂપ આમ્રવૃક્ષને પ્રફુલિત કરી, ફળથી લચકાવતો ચૈત્ર માસ ચાલ્યો જાય છે, દિવસના ત્રણ વાગી ચૂકયા છે, માંકડાનાં મસ્તિક ફાડી નાંખે તેવો સખ્ત તાપ પડે છે, શિતળ શીત રૂતુમાં જે બપોરે બજારો તથા દરબાર ભરવાનો વખત સ્વભાવિક રીતે મુકરર થયો હતો તે બદલાઇને સવારનો થયો છે, તેથી રાજ દરબાર તથા બજારોમાં પણ જરૂર પુરતાં મનુષ્યો શિવાય અન્ય કોઇ નજરે પડતું નથી. પક્ષી સરખાં પ્રા-

ણીઓ પણ સખ્ત તાપથી કંટાળીને પોતપોતાના માળા- માં ભરાઇ બેઠાં છે અને તેથી સર્વ સ્થળે સુનકાર ભાસે છે. આ વખતે રમ્યપુરનો રાજા રણજીતસિંહ પોતાની પ- ટરાણીને સમજાવતો મહેલમાં બેઠો છે.

"જો, ત્હારી ઇચ્છા હોય તો આપણા રાજ્યકુમાર પૃથુસિંહની પણ હાલ્હાલ સગાઇ કરી નાંખીએ પછી શું?" ઉદાશીન ચહેરે બેઠેલા રાજાએ કહ્યું.

"હવે એ વાત મારી આગળ કરશો નહિ. મારે અને તમારે હવે શો સંબંધ રહ્યો છે. હું આજ સુધી જાણતી હતી કે તમો આપેલું વચન બરોબર પાળશોજ, પણ હા! મારે તેમાં પસ્તાવું પડ્યું છે. હું છેવટે ઠગાઇ છું" ક્રોધાયમાન થયેલી રાણીએ ભવાં ચ્હડાવી કહ્યું.

"ચન્દ્રસિંહ ઉમર લાયક થયો અને તેથી તેની સગાઇ કરી તેમાં તું સું પસ્તાઈ અને ઠગાઇ છે તે તો કહે." રાજાએ જવાબ આપ્યો.

"હજાર વખત કહી ચુકી છું કે તમો, એ કુભાં- ડીના કાળીયાનું નામ મારી આગળ લેશો નહિ. છતાં વ- ખતો વખત લો છો તો ભલે લીધે જાઓ; એક માળા લઇને બેસો. અને એનું નામ જપ્યા કરો? એ તમારો દેવ, રાજા અને શિરછત્ર છે." રાણીએ ગુસ્સામાંજ ત્યાંથી ઉઠવાં માંડ્યું.

"પ્રિય, કયાં જાય છે.? મન સ્થિર રાખીને જરા મારી પાસે બેસ. કહે આજ ત્હને શું થયું છે?" રાજાએ પાલવનો છેડો પકડી જતી અટકાવી.

"મ્હને, હા થયું છે; ઘણું થયું છે. પણ જવાદો? મ્હને કાંઇ ઝટકાએ નથી વાગ્યા. હવે ન રોકો. હવે હું ત્હમારી નથી, ત્હમો મ્હારા નથી. ત્હમારી હોય તેને વ્હા- લથી બોલાવો? એની સઘળી મુરાદો પાર પાડો. આંહી-

થી મ્હને ચંડાળણીને જવા દઇ કાળુ મ્હોં કરવા દો.” એટલું બોલી રાજાએ પકડેલો પાલવ છોડાવવા અને કાંઇ ઓ ચાલાકી અજમાવવા આંચકો માર્યો. એકદમ બબભિત બની ગઇ, ત્હેનાં રોમાંચ ઉંચાં થઇ ગયાં, શરીરમાં ધ્રુજારી વછુટી અને ધબ દઇ ધરણીપર ઢળી મૂર્છાધિન થઇ.

ધબકારો થતાંજ પાસેના ઓરડામાંથી બે ખવાસણો દોડી આવી. તેમની મદદથી રાજાએ રાણીને ઉચકી પલંગપર સુવાડી અને શીતળ જળ છાંટી તથા પવન નાંખી મુર્છાવાળવાના ઉપચારો કર્યા. પ્રથમ આવી રીતની ઘણી વખત મુર્છા આવતી પણ તુરતજ પાછી કાંઇ મુરાદ પાર પડે સાજી થતી પરંતુ આજે તો ઘણો વખત એમને એમ વહી ચાલ્યો. ઘણો વખત થયે સૌને કાયર કરીને નેત્રો ખોલ્યાં પણ રાજાને સ્હામો બેઠેલો જોઇ પાસુ ફેરવી દીધુ અને તેની તરફ પીઠ કરી. આ સ્થિતિમાં પાછો આસરે એક કલાક વખત વીતી ગયો તોએ કોઇ બોલ્યું નહિ. આખરે રાજાએ ત્યાંથી ખવાસણોને જવા આજ્ઞા કરી અને પોતે દ્વાર બંધ કરી રાણી સામે ઉદાશીન ચહેરે આવી બેઠો.

“ પ્રિયાત્મા ! આટલું બધું રમખાણ કરવાનું કારણ શું છે તે તો કહે ? તું ન કહે તો ત્હને મારા સમ છે. આ ત્હારો પ્રફુલિત ચહેરો જે મ્હને સુખ આપતો તે હાલ ઉદાશીન જોઇ હ્રદય ભરાઇ આવે છે.” આટલું બોલતાં રાજા ગળગળીત થઇ ગયો અને વધુ બોલવાની હામ જતી રહી.

વખત વિચારી રાણીએ સ્વરૂપ ફેરવી નાંખ્યું, આંખો લૂછી નાંખી અને ગળગળીત કંઠે બોલી. “ પ્રાણનાથ ! જે કાર્ય તમારા વિચારોથી જ થયેલું છે તેનું કારણ મ્હને

પુછી શા માટે આ દીનના દુઃખમાં વધારો કરો છો? જ્યાં પ્રપંચની બાજી રચાય ત્યાં સરળ હૃદયની હું ભોળી અબળા શું જાણું."

" પ્રપંચ! શું તારાથી પણ પ્રપંચ? જ્યારે ત્હારાથી પ્રપંચ રમાશે ત્યારે ભાનુદય પશ્ચિમ દિશાએ થશે, મહા સાગરો માઝા મેલી જશે અને પહાડો હવામાં ઉડવા માંડશે. વ્હાલી, ત્હારા મનમાં જે વહેમો હોય તે કહી દે? જેમ તું ઢીલ કરે છે તેમ મ્હારૂં હૃદય દ્રવિત થઇ જાય છે. માટે એકદમ કહી દે?" પ્રેમમાં અશક્ત બનેલો મોહાન્ધ રાજા આશાવંત થઇ આતુરતાથી બોલ્યો.

" એ વાત કહુ તે પહેલાં એક મ્હારી માગણી સ્વીકારવા કબુલ થાઓ." સમય અનુકુળ જાણી રાણીએ માગણી કરી.

" કબુલ છું"

" તેમ નહિં."

" ત્યારે."

" વચન આપો?"

" વચન આપવાથી કાંઇ વધારે છે."

" તમને વચન આપવાથી કાંઇ વાંધો છે."

" ના."

" તો આપો."

" લે? ત્હારી ઇચ્છા પાર પાડવાને હું બંધાઉં છુ. અને તેનો આ કોલ છે." સ્રીવશ થયેલા રાજાએ વગર વિચારે વચન આપ્યું.

" જુવો?" રાણીએ પોતાની કર્મકથા કહેવા માંડી." તમો રત્નપુરીની જીત કરી આવ્યા પછી આપણ માણેકઠારી પુનમની ઉજ્જવળ રાત્રે મહેલની અગાશીમાં બેઠાં

હતાં: તે વખતે ત્હમોએ ચન્દ્રસિંહને બદલે વ્હાલા પૃથુ-સિંહજીને પાટવી કુંવર ઠરાવવાની અને તમારી પછી એ ગાદી ઉપર આવે એવી સનદ કરી આપવાનું કહ્યું હતું એ યાદ છે ?

" હા ! તે વાતની હું ના કયાં કહુ છું." રાજા બોલ્યો.

" ત્હમો ના નથી કહેતા; પણ ત્હમારૂ હૃદય ના કહે છે. જો તેમ ન હોય તો પૃથુસિંહ પહેલાં ચન્દ્રની સગાઇજ કેમ થાય."

" પણ તેમાં શું થઇ ગયું. સગાઇ કરી પણ ગાદી તો નથી આપી ને."

" જ્યારે પ્રથમ સગાઇ કરવા દોલ દોડે ત્યારે પછી ગાદી આપવા કેમ ન દોડે ?"

" અરે, શું ગાંડી એવું તે કાંઇ બનતું હશે કે પ્રથમ સગાઇ કરી એટલે તેનેજ ગાદી આપવી. એતો ચન્દ્રસિંહ ઉમર લાયક થયો એટલે ના છુટકે કરવી પડી." રાજાએ ઉત્તર આપતાં કહ્યું. " જો ત્હારી ઇચ્છા હોય તો પૃથુ-સિંહની પણ આજજ સગાઇ કરી નાંખીએ અને વળી ચન્દ્રની પહેલાં પરણાવી પણ દઇએ."

" એ વાત ખરી પણ મારે મારૂ વચન જોઇએ." કપટી રાણીએ પોતાની કપટજાળ પાથરી.

" તો ભલે, માગી લે ?"

" મ્હારા નાથ ! આપના કહેવા ઉપરથી ફકત એટ-લુંજ માગુ છું કે, જે કુંવરી વહેરે ચન્દ્રસિંહની સગાઇ કરી છે તે તોડી નાંખીને પૃથુસિંહ સાથે કરો ?" રાણીએ માગણી કરી.

રાણીના મુખના શબ્દો કર્ણે સ્પર્શ થતાંજ રાજાના હૃદયમાં એક આશ્ચર્યતારૂપિ વીજળીનો આંચકો લાગ્યો, નેત્રો ગતિહીન થઇ મીંચાઇ ગયાં અને બે બાકળો બની ગયો. તેણે મ્હા મુસ્કેલીથી હીંમત રાખી કહ્યું.

" અરે શું ! "આપેલા વચન માટે પસ્તાવો કરતાં કહ્યું. આવું તે કાંઇ બની શકે. થઇ ગયેલી સગાઇ કદી તુટતી હશે ! આવા ગાંડા વિચાર આજ ત્હને કેમ આવે છે. લોકલાજથી તો ડર ? તું કહે તેવા બીજા ઠેકાણે સગાઇ કરીએ. આવા વિચાર ત્હારે સ્વપ્ને પણ લાવવા ન જોઇએ. સમજી " રાજા બોલ્યો.

" એમ ન બને તો ભલે, રહ્યું. તમારૂં વચન ગયું અને મારૂં માગણું ગયું. " રાણીએ કાંઇ ગુસ્સામાં કટાક્ષ ફેંકતાં કહ્યું.

વચન ભંગ થવાનો વખત આવ્યો જાણી રાજા ગભરાઇ ગયો અને બીલકુલ વિચાર કર્યા શિવાય વચન આપી સ્વાર્થી રાણીની માગણી સ્વીકારી તે માટે ઘણોજ પસ્તાવો થયો. તેણે રાણીને એના મૂર્ખાઇ ભર્યા વિચાર ફેરવવા તથા વચનના બદલામાં બીજી કોઈ માગણી કરવા ઘણીવાર સુધી સમજાવી પરંતુ સઘળું વૃથા ગયું. પથ્થર ઉપર પાણીની માફક થયું. તેણે કોઇ પણ રીતે માન્યું નહિ. આ વખતે ' **પ્રેમદા બુદ્ધિ પાનીએ** ' એ કહેવતનો રાજાને ખરેખરો અનુભવ થયો. આખરે નાઇલાજ થઇ રાણીની માગણી પુરી કરવાનું કબુલ કર્યું અને ત્યાંથી દીલગીરી ભરેલા વદને નીકળી પોતાના ખાનગી અવાસમાં આવ્યો. કાંઈ સુજ નહિ પડતી હોવાથી તુર્ત પ્રધાનને બોલાવી મંગાવ્યો. વિચારવિર્યે પ્રધાનના આવ્યા પછી તેની આગળ બનેલો સઘળો હેવાલ કહી અવિચારે રાણીને વચન

આપી જવા માટે પસ્તાવો કરવા લાગ્યો. પ્રધાને ધીરજ આપી શાન્ત કીધો.

" જ્યારે આપ વચને બંધાઇ ચૂક્યા છો એટલે તે વિશે કાંઈ જુદો વિચાર કરવાનો રહેતો નથી અને બીજા વિચારે મન દોરવવું એ આપણી રીતિ નીતિને અયોગ્ય કહેવાય. " કાંઇ દીલાસો દેતાં પ્રધાને પોતાના વિચાર જણાવ્યા.

" ત્યારે હવે શું કરવું. જ્યારે રાણીની પ્રપંચી માગણી પુરી પાડવા તે પ્રમાણે ચાલીએ ત્યારે કુમાર ચન્દ્રસિંહજી પોતાનું અપમાન અને શાસ્ત્રનીતિથી થતો અન્યાય તે કેમ સહન કરી શકે. ધારો કે સંતોષી બુદ્ધિના કુંવરને કોઇ પણ રીતે સમજાવીએ તોપણ મહારાજા ભાવસિંહજી એ વાત કેમ માન્ય કરી શકે ? " રાજાએ દીલગીર થઇ નિસ્તેજ વદને પોતાના અંતરની ગડભાંગ ખુલ્લી કીધી.

" કુમારશ્રી ચન્દ્રસિંહજી પોતે દરગુજર કરે અને લગ્નના દીવસે તેઓ ખુશીથી આંહી રહે તો પછી સઘળી ધારણા સફળ થવામાં બીજો કોઇ પણ શક રહેતો નથી. " પ્રધાને પોતાનો વિચાર જણાવ્યો.

" જો એમજ હોય તો અત્યારે ખરો તાકડો છે. કુમાર ચન્દ્રસિંહને બોલાવી સઘળો બંદોબસ્ત કરી નાંખીએ."

બંનેના મનમાં વિચાર યોગ્ય લાગવાથી તુર્ત ચન્દ્રસિંહને બોલાવી મંગાવ્યો. ચન્દ્ર રાજા તથા પ્રધાનને નમન કરી સનમુખ આવી બેઠો.

" ચન્દ્રસિંહજી ! અત્યારે આપને એક ઘણાજ મહત્વના કાર્ય માટે અત્રે બોલાવવામાં આવ્યા છે. આપના પિતાજી હાલ દીલગીરીની વિકટ ઝાડીમાં ગોથાં ખાય છે,

તેમાં મુંઝાય છે અને કાંઇ સુજ નહિ પડવાથી અથડાય છે. એ થયેલી દીલગીરી દુર કરવાનું ઔષધ આપના વિચાર ઉપર અવલંબી રહે છે. આપના શુદ્ધ વિચારોના ખુલાસાજ એમની દીલગીરી દુર કરશે. મહારાજા ભાવસિંહજીની કુંવરી વેરે જે આપની સગાઇ થઇ છે તે તોડીને કુંવર પૃથુસિંહને એમની સાથે પરણાવવા બાબતની આપનાં નવાં માતુશ્રીએ હઠ લીધી છે. અને" પ્રધાનના કહેવા વચેજ રાજાએ જણાવ્યું કેઃ—

" મ્હારા વ્હાલા ચન્દ્ર ! આ માટે હું રાણીથી વચને બંધાઇ ચૂકયો છું. માટે મ્હારૂં વચન રાખવું ત્હારા હાથમાં છે."

રાજા અને પ્રધાનના શબ્દો ચન્દ્રને તિક્ષણ સર જેવા હૃદયમાં લાગ્યા. પોતાના વચને નકી થયેલી અર્ધાંગના બીજે જાય તે ક્ષત્રિ ધર્મથી ઉલટું કહેવાય અને ત્હેનાં પવિત્ર રોમાંચ ખડાં થઇ ગયાં, હૃદય ઉછાળા મારવા લાગ્યું. પરંતુ પિતા પ્રત્યેનો પુત્રનો ધર્મ સમજી ગુસ્સો જેમ તેમ સમાવી દીધો અને વિનયતાથી કહ્યું. " પૂજ્ય પિતાશ્રી ! મ્હારૂં ભલું અગર બુરૂં એ ભાગ્યોદય ઉપર આધાર રાખે છે. ભાવિજ સઘળાં સુખ દુઃખ અર્પે છે. સમજુ મનુષ્યો પડતાં સુખ અગર દુઃખ જેમ તેમ સહન કરે છે અને ઓછી બુદ્ધિના મૂઢ મનુષ્યોજ એમાં હટાઇ જઇ મુઝાયાં કરે છે. જો મ્હારૂં બુરૂં થવાથી આપનું ભલું થતું હોય તો ભલે સુખેથી મ્હારૂં બુરૂંજ થવા દો ? હું આપની ભલી અગર બુરી આજ્ઞાઓ માન્ય કરી તે પ્રમાણે ચાલવાને બંધાયેલોજ છું એટલે કાંઇ બોલી શકવા અશકય છું. માટે હવે આપશ્રીની આ આજ્ઞા હું માન્ય કરીશ આપ નિશ્ચીંત ર-

હો ! હવે બીજી કાંઇ આજ્ઞા શેવક જોગી છે ! હોય તો ફરમાવો." કુંવરે કાંઇ શોકમય ઢીલા વદને કહ્યું.

" બીજી એજ આજ્ઞા કે આપ આ સંબંધી કાંઇ પણ વાત બહાર નહિ પાડશો અને પૃથુસિંહની જાન જાય તે વખતે સાથે નહિ જતાં આંહી રહેશો એજ." પ્રધાને વધારામાં કહ્યું.

" ભલે, તેમ કરીશ ! "

આટલા શબ્દો બોલી ચન્દ્રસિંહ ત્યાંથી ચાલ્યો ગયો અને થોડીવાર પછી આજ્ઞા મેળવી પ્રધાન વિચાર વિર્યં પણ ગયો. રાણીની માગણી પુરી થઇ, કપટી રાણી કપટમાંજ ફાવી.

## પ્રકરણ ત્રીજું.

### નિરાશા.

" ડામાડોળ હૃદય, શુભ કાર્ય, કદી નહિ કરતું;
" અગણિત વિચારો માંહ્ય, રહે છે મન જેતું ફરતું;
" જેમવાર ફરતી નીર, સમુદ્રે ચડતુ ઉતરતું;
" તેમ એક નિશ્ચય વિણ મન ઘડી જમ તમ વિચરતું.



સમજુ આર્યોના હોળીના આનન્દી રમત ગમતના તહેવારો પસાર થયે બે ત્રણ અઠવાડીયાં વીતી ગયાં છે. શાલિવાહાનનો શક બદલાઇને નવીન બેસી ચુકે જુજ દીવસો પસાર થયા છે, ચૈત્ર માસની શુક્લ પક્ષની સપ્તમીની રાત્રિના આઠ વાગવાની તૈયારી છે; આ વખતે સુ-

ર્યંપુરમાં જાહેર રાજ્ય માર્ગ, ગલીચો તથા ખાંચાઓમાં સ્થાનિક મ્યુનિસીપાલેટીનાં ફાનસો થઈ ગયાં છે. કણીયાની, દોશીવાણીયાની અને એવીજ બીજી દીવસનાજ કામકાજ-વાળી પેઢીઓ તથા દુકાનો બંધ થઇ ગઇ છે; સરાફોની પેઢીઓમાં આજરોજનો આપ લેનો હીસાબ થઇ દીવસનો મેળ નીકળે છે. ટ્રેઝરીઓ બંધ થાય છે. મજુરીના ઉપર પોતાનો તથા કુટુંબનો નીભાવ કરનારા સંતોષી મજુરો મજુરીમાંથી મળેલા પૈસાનો લોટ, ખીચડી, શાક, મસાલો ઘૃતાદિ પદાર્થો લેઇ ઘર તરફ જાય છે એથી પરચુરણ સામાન વે-ચનારની દુકાનોમાં પણ દીવાબત્તી થઇ છે, ત્યારે દીવસમાં બંધ હતી તેવી તથા કાંઇ શોભા નહોતી એવી પાનબીડીની દુકાનો ઉ-ઘડી ગઇ છે, પૂષ્પોનાં સુગંધીદાર હાર કલગીઓ બનાવી માળી લોકો છાબડીમાં લેઇ ઠેકાણે ઠેકાણે બેઠેલા તથા ઉભેલા માલૂમ પડે છે. આ વખતે રાજ્ય મહાલયમાંના એકાન્ત ગ્રહમાં ત્રણ અબળાઓ બેઠી બેઠી કાંઇ ગુપચુપ વાતો કરે છે. તેમાંની બેની ઉમર સરખી ચૌદ પંદર વર્ષની અને એકની સ્ત્રી સંજ્ઞાને લાયક થઇ પ્રૌઢા થયેલી છે. જે બે નાની અને ઉંમરે સરખી છે તેમાંની એક કુમુદસુન્દરી અને બીજી સુબોધા છે. જે મ્હોટી છે તે સેનાધિપતિ મનમોહનસિંહની પત્નિ સરસ્વતી છે. એ સરસ્વતિ પો-તાના પીયર રમ્યપુરમાં જઇને આજેજ આવેલી છે. ત્યાંની કેટલીક હકીકત એણે પોતાની પુત્રી સુબોધાને જણાવેલી છે અને રમ્યપુરની હકીકતથી કુમુદાને વાકેફ કરવા આ-વેલી છે.

" રાજા રણજીતસિંહે પોતાના વિચાર ફેરવ્યા છે. ચન્દ્રની સાથેનો બેનનો સંબંધ તોડયો છે અને પોતાના

વિચારથીજ બેન કુમુદાનો સંબંધ બીજે જોડ્યો છે. ” સરસ્વતીએ જણાવ્યું.

“ શું માતુશ્રી ! ” આશ્ચર્યતાથી સુબોધાએ પૂછ્યું. “ મહારાજા રણજીતસિંહજીનો પત્ર કેવો અને આ પાછળથી ફરેલા વિચાર શા. આ પ્રમાણે બનવામાં કાંઇ ગુહ્ય ભેદ હોવોજ જોઇએ. એ શિવાય આ પ્રમાણે બનેજ કેમ.”

“ હાજ તો. ” સરસ્વતિએ ખુલાસો કર્યો. “ કાંઇ પણ કારણ શિવાય એકદમ કોઇના વિચાર પલટાય છે કે રણજીતસિંહજીના વિચાર પલટાય. રાણીએ ઉંધી સલાહ આપવાથી અને પોતાના વિચાર પ્રમાણે મહારાજાને ચાલવાની હઠ લીધાથીજ કુમારશ્રી ચન્દ્રસિંહજીનું નામ ડુબી જવા બેઠું.

“ પરંતુ એમાં રાણીથી શું ” કુમુદાએ આશ્ચર્યતાથી પુછ્યું “ રાણીએ મહારાજાને પોતાના વિચારમાં લેઇ પોતાના યુવરાજશ્રીનું બુરૂ તાકવા ધાર્યું એ કૃત્યમાં એ દુષ્ટ મતિની રાણીએ પોતાનો શો લાભ ધાર્યો હશે. ”

“ કોઇપણ પ્રકારના લાભ વિના બીજાને હાની થાય જ કેમ. ” સરસ્વતીએ જણાવ્યું. “ યુવરાજ ચન્દ્રસિંહ એ જુની રાણીના કુંવર છે. એમની માતુશ્રી પંચત્વ-પામવાથી રણજીતસિંહજીએ આ બીજી રાણીથી લગ્ન કરેલ છે. એ રાણીને એક કુંવર દશ બાર વર્ષની ઉમ્મરનો હોવાથી યુવરાજ ચન્દ્રસિંહને બદલે પોતાના પુત્ર પૃથુસિંહ સાથે બેન કુમુદાનાં લગ્ન કરવાને રાજાને કહી, સ્ત્રી હઠની કુંચી કરમાં રાખી રીસાવવાથી એના નિર્માલ્ય પ્રેમમાં આશકત થયેલા રાજાએ પણ પોતાનો વિચાર ફેરવી, રાણીની કલ્પના ખરી ઠરાવી બેન કુમુદા સાથે પૃથુસિંહનાં લગ્ન કરવાની જાન લેઇને

તેઓ અત્રે ટુંક મુદ્દતમાં મહુર્ત આવતાંજ આવશે. આ શું એ રાજા રણજીતસિંહના સ્ત્રી આધીન થયાથી ઘડી ઘડીમાં પલટાતા નિર્માલ્ય વિચારોને નાબુદ કરવા આપણા-થી બને તેટલી કોશિષ કરવાની જરૂર નથી."

" હું બે શબ્દો કહીશ તો તે અયોગ્ય કહેવાશે." કુમુદાએ કાંઈ કલ્પના થવાથી કહ્યું. " પરંતુ હવે એ ત્હ-મોને કહ્યા શિવાય ચાલે તેમ નથી. જુવો? મેં જ્યારે મહારાજા રણજીતસિંહજી એમનો પત્ર મ્હારા પીતાશ્રી ઉપર આવેલો, તે પત્ર અનાયાસે મ્હારા વાચવામાં આવેલો એમાં ચન્દ્રસિંહજી એમના નામને સંબોધીને લખેલું હતું. એ વખતેજ મેં કલ્પનાથી એમને મ્હારા ચુડામણી તરીકે કબુલ કરી લીધા છે. મ્હારા પીતાશ્રીએ પણ એમનુંજ માગણું કબુલ કર્યું છે. હું હવે એમના શિવાય અન્યને વરી શકીશજ નહિ કદી આમાં બધાંયના વિચારો ભ્રમણામાં ભ્રમિત થઇ ફરી જશે, તો પણ હું કોટી યત્ન કીધેથી ન મળે એવા મ્હારા દ્રઢ નિશ્ચયથી નક્કી થયેલા પતિ ચન્દ્રસિંહજીનેજ વરીશ. એમને તજીશ નહિ."

" બ્હેન કુમુદ સુન્દરી! ત્હમારા એ વિચારો એક સદ્‌ગુણી આર્ય બાળાને છાજે તેવા છે. "સરસ્વતીએ કહ્યું.

" પરંતુ ત્હમારે એક વિચાર કરવો જોઇએ કે ત્હમો માત પિતા અને વડીલોની મરજીના આધિનછો. એમની મરજી વિરૂદ્ધ તમારાથી એક ડગલુ પણ ખસાય એમ નથી. એવી પિતૃ ધર્મના ફરજની સજ્જડ મેખલા દરેક બાળ અને બાળકીઓના માથે હોય છે. મહારાજા રણજીતસિં-હજીનો વિચાર ફરવાથી મહારાજાધિરાજ ભાવસિંહજી એ-મના પણ વિચાર કેમ ધાર્યું નહિ ફરે. એઓ વળી કોઈ

ત્રીજેજ ઠેકાણે ત્હમારા લગ્ન નક્કી કરશે અને એમની આજ્ઞાને તાબે તમારે થવું પડશે. માટે માત પિતાની ઇચ્છા વિરૂદ્ધ બાળાઓએ વર્તન કરવું એ મિથ્યા પાપભોગી બનવા જેવું છે.”

“આ મ્હારા વિચારમાં કાંઇપણ પાપ નથી.” કુમુદાએ પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો. “જેને એક વખત મનથી પતિ તરીકે નકકી કર્યો અને પછી બીજા સાથે લગ્ન કરવું એ રીતિને ત્હમો શું સારી અને પાપ વિનાની માનો છો ? જો ત્હમારા એવા વિચારો હોય તો તે તદ્દન ખોટા છે. હવે હું મ્હારા નિશ્ચયમાં ફરતો પાપ ભોગી થાઉં ઇશ્વરની આજ્ઞાનું ઉલંઘન કર્યું કહેવાય અને શાસ્ત્રાધારે પાપભોગી બની પીડા પામું, માટે હું તો એ સદ્દગુણી ચન્દ્રસિંહજી વિના અન્યને કોટી યત્ન કીધે પણ કબુલ કરી શકીશજ નહિ. એઓ જુની મહારાણીના પુત્ર છે. મહારાજાનો પ્રેમ રાણીના પ્રપંચ આગળ કમતી છે અને એથી રાજ્ય તરફનું સુખ એમના અંગને નહિ હોય તો હું પણ રાજ્યની પ્રપંચી લક્ષ્મીથી મળતા સુખના કરતાં હમેશની સાદાઇ વધારે પસંદ કરૂં છું. કદી એઓ પોતાની જીન્દગી સાધારણ સ્થિતિમાં પ્રસાર કરતા હશે તો હું પણ એમની સાથે રહી કાર્ય કર્મમાં યોગ્ય મદદ આપી એમને ઉપયોગી થઇ પડીશ ! અને એઓ ગમે તેવા હશે તોપણ હું તો એમને વરીશ. એઓ મ્હારા પતિ અને હું એમની દાસી છું. મ્હારા મન તો એઓજ યુવરાજ, ભાગ્યશાળી ભૂપ અને સર્વ ગુણે કરીને રિદ્ધિ, સિદ્ધિ અને બુદ્ધિથી ભરપુરછે. એઓ ગમે તેવા છે પણ મ્હારા છે.”

‘ શુદ્ધ મનમાં વ્હાલા વશી રહ્યા છે,
‘ ચન્દ્રસિંહ સુખકારી;

'એક વખતે હૃદય અર્પ્યું,
'ફરૂ તો ભય છે ભારી.——
'શું હું ચુકુ ધર્મ શાસ્ત્ર આજ્ઞાઓ,
'નથી લેવો મ્હારે લ્હાવો;
'ન્યાય રીતિ નીતિ સર્વ વખાણે,
'સત્ય વચન હિતકારી.——

"પ્રિય બેન! આ ત્હારા વિચારો સ્તુત્ય અને પરમ કૃપાળુ પરમાત્માની યોગ્ય આજ્ઞાનો આબેહૂબ નમુનો છે." સરસ્વતિએ દીલાસો દીધો. "વિચારો? મનની કલ્પનાઓ ડગુમગુ ન થાય એના માટે કાળજી રાખવાની છે. મનુષ્યનાજ વિચારો શુભ અગર અશુભ કૃત્યો કરાવે છે. સારા નીતિમય પવિત્ર વિચારથી મનુષ્ય આ માનવ રૂપમાં દીપી નીકળે છે અને નઠારા વિચારોથી આ પોતાના અમૂલ્ય દેહનું કાંઇ સાર્થક નહિ કરી શકતાં, ઉલટી અપકીર્તિ સમ્પાદન કરતાં પાપ ભોગી થાય છે. ત્હારા શુદ્ધ અને પવિત્ર વિચારો અંતરની ખરી ધારણાના છે, ત્હેમાં નાશિપાસ થઇશ નહિ. દયાળુ ઇશ્વરજ ત્હને આપોઆપ મદદ કરશે! મ્હારી પણ જગદીશ તરફ ત્હારા ભલાના માટે સદાયની એજ પ્રાર્થના છે."

"વારૂ. હવે મ્હને અંતરમાં એક પ્રકારની ચિંતા થાય છે કે" કુમુદાએ પોતાનો વિચાર જણાવ્યો. 'જ્યારે ચતુર ચન્દ્રસિંહજીના પિતાશ્રીના વિચારો ફરી ગયા છે. અને આ ઉપરથી એ ભાગ્યશાળીના માટે એમના પિતાશ્રીની પ્રીતિ કમી થયેલી છે. મ્હારે એ ચતુર નરને વિનંતી તરીકે કેટલુંક કહેવાનું છે પરંતુ હવે એ કેવા સંયોગથી બને એનું કાંઈ નક્કી થતું નથી."

"મ્હારા પિતાશ્રીના કહેવા પ્રમાણે જો ખરૂં હોય તો" સુબોધાએ કોઇ બનેલી હકીકત પ્રસંગને યોગ્ય પડતી છે એમ ધારીને જણાવ્યું. "આજે રમ્યપુરથી મ્હારાજા રણજીતસિંહના તરફથી લગ્ન આવતી પંચમીનું નક્કી કરી જાન લેઇ આવવાની કંકોતરી આવેલી છે. આવી વાત સામંત સુરસિંહજી સાથે કરતા હતા એથી લગ્નનો દીવસ હવે નજીક આવતો જાય છે. વળી જાનમાં કુમાર ચન્દ્રસિંહ આવવાના નથી. જો તેઓ અત્રે હોય તો કેટલોક આપણો આ યોગ્ય ગુપ્ત સંકેત એમને જણાવવામાં આવે. હાલ તુરત એમના વિચાર જાણવાની જરૂર છે માટે તેઓશ્રી આ તરફ આવે એવી હીકમત કરવી જોઇએ."

"હા, ત્હારૂં કહેવું સાચું છે." સરસ્વતીએ ધીરજ આપતાં જણાવ્યું. "આ કાર્યને માટે સાહસની જરૂર નથી. લાંબો વિચાર કરી યુક્તિઓ લડાવવાનો હાલનો પ્રસંગ છે. કુમાર ચન્દ્રસિંહને આ તરફ આવવા બેન કુમુદ સુન્દરી પોતાના તરફથી એક વિનંતી પત્ર મોકલે અને તેમાં કુમારને આ તરફ આવવાની ફરજ પાડે તો કુમાર શ્રી આ તરફ અવશ્ય આવશે. એ શિવાય એમનું આ તરફ આવવું થાય એમ મ્હને સંભવતું નથી."

"બરોબર" સુબોધાએ આધાર આપ્યો. "માતુશ્રી, ત્હારા કહેવા પ્રમાણે જો થાયતોજ આપણી કેટલીક યુક્તિઓ પાર પડે એમ છે. કુમાર ચન્દ્રસિંહ એમના પિતાની આજ્ઞાઓના તાબે છે. માત-પિતાની આજ્ઞાઓ માન્ય કર્યા વિના કોઇથી ચાલેજ નહિ. જે નિષ્ઠુર પાષાણ હૃદયનાં હોય છે અને પોતાની ખરી ફરજ નથી સમજતાં તેજ

માત–પિતાની યોગ્ય આજ્ઞાને માન્ય કરતાં નથી. કુમારશ્રી તેવા નથી, તેઓ તો વિદ્વાન હોઇ સર્વ ગુણ સમ્પન્ન માનવ નર રત્ન છે. એથી એઓ આ તરફ ખાસ ફરજ શિવાય કદી પણ આવી શકેજ નહિ અને એ ફરજ આપણાથી પાડી શકાય તેમ નથી. એ કપરા કાર્યની સરળ કુંચી બેન કુમુદાના કરમાં છે. જો એ પોતાની કુંચી ચપળતાથી—યુક્તિથી કામે લગાડશે તોજ એ તાળુ ઉઘાડવા પામશે અને કુમારશ્રી આ તરફ આવશે. ”

“ મ્હારા પણ વિચારો તેવાજ છે.” કુમુદસુન્દરીએ પોતાના તરફનો ખૂલાસો કર્યો અને માતા—પુત્રનિં ટુંકા સંવાદમાં પેનસીલથી લખેલો પત્ર સરસ્વતિના કરમન્ડળમાં મૂકયો. “ આ પત્ર લો ? અને તમો જુવો, મેં એમને આ તરફ ચોથની રાત્રે આઠથી દસ વાગ્યાના સુમારે બે કલાક વખત આપણી બાગના બંગલાના પાછલા ભાગમાં આવીને મળવા નિમંત્રણ કરેલું છે. આ મહારૂં લખાણ અયોગ્ય હશે માટે તમો સુધારો અને કહો તે પ્રમાણે લખું પરંતુ પત્ર પહોંચાડવાની ભાંજગડતો ત્હમારેજ કરવી પડશે.”

“ સુબોધા લે, તું વાંચ ? ” સરસ્વતિએ પત્ર હાથમાં લેઇ સુબોધાને વાંચવા આજ્ઞા કરતાં આપ્યો અને જણાવ્યું. “ હું બ્હેન કુમુદાના જેટલું ભણેલી નથી. મ્હને તો સાધારણ ગુજરાતી અને થોડું સંસ્કૃત આવડે છે. હાલના વખતમાં ચાલતા સાહિત્ય જ્ઞાનથી હુંએ અજાણ છું એથી કુમુદાનો લખેલો પત્ર ઢબસર વાંચી શકુ નહિ. માટે તું વાંચ કે સઘળુ સમજવામાં આવે. ”

સુબોધાએ સરસ્વતિની આજ્ઞા અત્યંત હર્ષથી મસ્તકે ચઢાવી અને પત્ર વાંચવા માંડયો.

## શ્રી.

## વ્હાલા ! ચન્દ્રસિંહજીની શેવામાં.

મુકામ—રમ્યપુર.

'પ્રણામ સાથે આપશ્રીની સદાની આજ્ઞાંકિત દાસીની 'વિનંતિ કે પિતાશ્રી રણજીતસિંહજીએ આ તરફ પત્ર 'લખેલો અને એ પત્ર મ્હારા ભાગ્યોદયથી વાંચવામાં આ 'વેલો હતો. તેમાં લખેલી હકીકત વાંચી અત્યંત આન- 'ન્દને અનુભવતી હતી. પત્રનું અવલોકન કર્યા પછી સ- 'મ્પૂર્ણ વિચાર કરીને મેં અંતઃકરણથી આપને પતિ ત- 'રીકે કબુલ કર્યા છે. વળી એ સમયે વડીલોની પણ 'એજ આજ્ઞા હતી. પછી મ્હારો થયેલો દૃઢ નિશ્ચય અ- 'યોગ્ય કહેવાશે નહિ.

'હવે પિતાશ્રી રણજીતસિંહજી એમના વિચારો બ- 'દલાયા છે એમ મ્હારા જાણવામાં આવ્યું. પરંતુ એથી 'મ્હારો નિશ્ચય ફરે તેમ નથી. આપ પણ કબુલ કરશો 'કે એક વખત મનની સાથે નક્કી કર્યા પછી આર્ય બા- 'ળાથી બીજે સંબંધ રખાતો નથી. તેથી પિતાશ્રીના ફેર- 'વેલા વિચારો હવે આપણને કામ લાગે તેવા નથી. હું તો 'આપશ્રીને મનથી વરી ચુકી છું. આપજ મ્હારા પતિ 'છો. અવર પુરૂષો દુનિયામાં બન્ધુ અને વડીલ સમાન 'છે. આપશ્રી મ્હને પત્નિ તરીકે કબુલ કરશો અને મ્હારી 'નીચેની માગણીનો સ્વીકાર કરશો.

'આવતી ચતુર્તિથીની રાત્રીએ આઠ વાગ્યા પછી 'આ સુર્યપૂરના પૂર્વાભિ મૂખે આવેલા રાજ્ય બાગના બં- 'ગલાના પાછલા ભાગમાં હું આપની રાહ જોતી બેસીસ,

'એ વખતે મ્હને આવીને મળશો. રસ્તો છેટેનો
'છે માટે દશ વાગ્યા સુધી રાહ જોઇશ ! એ વખતમાં
'આપનું આવાગમન નહિ થાય તો આ આપની સદાવ-
'ની દાસી આ પ્રપંચથી ભરેલી દુનિયામાંથી અદૃશ્ય થશે
'તે ફરીને કોઇને મળશે નહિ. મ્હારી આશા ભંગ થવા-
'આ સ્થુળ શરીરનો ત્યાગ કરીશ ! ! શું એ આત્મહ-
'ત્યાથી મ્હને તો લાગતું નથી કે—આ વિનતીના માગણામાં
હું નિરાશ થઇશ. વ્હાલા કીંકરી કર જોડીને વિનંતી કરે
છે કે, અવશ્ય આ પત્રની બીના ધ્યાનમાં લેશો. મુકામ.
**સુર્યપુર. રાજ્ય મહાલય.**

લી૦ આપની દાસી.

**કુમુદ.**

ઉપરનો પત્ર યોગ્ય લખાયો છે એવો સરસ્વતિએ મત આપ્યો અને એને પહોંચાડવાનું પોતે માંથે લીધું. એની બીજી સુન્દર સુવાચ્ય અક્ષરે નકલ કુમુદાએ કરી આપી અને એ તૈયાર કરેલો પત્ર પાકીટમાં બીડી સરસ્વતીના કરમાં આપ્યો. કાર્ય પુરૂ થવાથી તથા વખત વધારે જવાથી સરસ્વતિ ત્યાંથી પોતાના ગ્રહ તરફ ગઈ, સુબોધા ત્યાંજ રહી. સરસ્વતિએ પોતાના પતિના વિશ્વાસુ સ્વારો પૈકી સામન્ત સુરસિંહના કનિષ્ટ બન્ધુ ઉમેદસિંહ સાથે પત્ર રમ્યપુર તરફ કુમાર ચન્દ્રસિંહને આપવા મોકલ્યો અને તે પત્ર કુમારશ્રીને મળ્યો.

———:૦:———

# પ્રકરણ ચોથુ.

## પ્રેમીઓનો પ્રથમ પ્રસંગ.

" વ્હાલાથી વઢીએ નહિ, દુભીને દીજે ગાળ;
" ધીરે ધીરે છાંડીએ, જેમ સરોવર છાંડે પાળ.



સાયંકાળનો વખત છે, પ્રથમ પત્રથી ચન્દ્રને આપેલ ખબર આધારે આજે સુર્યપુરના રાજબાગમાં ચન્દ્રસિંહ અને કુમુદસુન્દરીનો ભેટો થનાર છે, દેવી તેની વિશ્વાસુ દાસી ચતુરાને સાથે રાખી બાગના દરવાજા આગળ ચન્દ્રને આવકાર દેવા તથા અજાણ્યા માગ ન ચડી જાય તેથી રસ્તો બતાવવા આવી ને ઉભી છે અને કુમુદા ત્હેની પ્રિય સહચરી સુબોધા સાથે બંગલામાં મુલાકાત સ્થાને ચકોરીની પેઠે રાહ જોતી બેઠી છે. તેનું ચિત્ત અત્યારે સ્થિર નથી, ઘડીમાં બાગમાં વૃક્ષોના પાતરાંના થતા અવાજોથી તો ઘડીમાં પવન સ્પર્શથી ચમકી ઉઠે છે એપરથી સ્પષ્ટ સમજાય છે કેઃ—

પ્રેમીયોના હૈડામાં ભય છે, હર્ષ છે, કંપ છે, અશ્રુ છે, સુખ છે અને વળી દુખપણ છે. જ્યારે પ્રેમીઓ મળવા ઇચ્છા રાખે છે ત્યારે પ્રથમ ભય પામે છે, અરસ્પરસ દૃષ્ટિ રાગ થાય છે ત્યારે રડે છે. તેમનું સુખ જેવું અવર્ણનીય છે તેવુંજ તે તેમનું દુખ પણ છે. પવિત્ર પ્રેમથી બંધાયેલી અબળા શત્રુ સ્હામે જે વચનો વદે છે તેની કઠોરતા

કહી ન જાય તેવી હોય છે. જ્યારે પ્રીયતમ આગળ વદેલાં વચનોની કોમળતા વર્ણવી ન શકાય તેવી હોય છે. જુલ્મી લુંટારો હોકે દયા રાખનારો દયાવંત હો, સર્વોપરી સત્તા ધરાવનારો ભુપતિ હોકે એક ઝુંપડીમાં રહેનાર રંક હો, ચોર હો કે શાહુકાર હો, ભણેલો હો કે અભણ–મૂર્ખ હો. પણ સઘળા પવિત્ર પ્રેમ આગળ એક વખતે એકમેક સરખા બની જાય છે એવો એમાં અલૌકિક ગુણ સમાયેલો છે.

આજના વખતમાં કેવળ પવિત્ર પ્રેમ મૂર્તિ સ્ત્રી મળવી દુર્લભ છે. જેણે સેંકડો તપ કર્યાં હશે, પરભવ પુરા પરમાત્મા પૂજ્યા હશે તેનેજ પ્રેમનું ખરૂં સ્વરૂપ સમજનારી સ્ત્રી મળશે. આજનો પ્રેમ ખાંડ પુરીત ગાંઠીયા જેવો છે; કામીયો ખાંડ ખાઇને સંતોષ માને છે અને પ્રેમીઓ માત્ર મોળા ગાંઠીયા ઉપરજ નિર્વાહ ચલાવે છે. કાંઇ પૂન્ય પરતાપે કહો કે નશીબ યોગે કહો પણ અત્યારે તો ખરા પવિત્ર પ્રેમી પાત્રોનો સુર્યપુરના રાજબાગમાં ભેટો થનાર છે. પ્રેમીની રાહમાં આંખો તાંણી રહેલી કુમુદાના મસ્તિકમાં જુદા જુદા વિચારોની સમુદ્ર માફક વારંવાર છોળો વાગે છે, શરીરમાં વિચિત્ર જુસ્સો ભરાઇ આવ્યો છે, તેનું મન એકદમ તપી ગયું, કપાળ તેજ મારવા લાગ્યું, ભ્રમરપર વીજળીના ચમકારા થવા લાગ્યા અને નેત્રોમાં લાલી ભરાઇ આવી. તેની સખી સાથેના બોલવામાં હસવામાં, કુદવામાં આનન્દ પ્રસરાઇ રહ્યો. પરણ્યા પતિને પરદેશથી ઘણે દહાડે આવતો જોઇ પત્નિને જે હર્ષ થાય તેથી પણ આ હર્ષ અધિક છે.

થોડીવાર દુરથી અવાજ સંભળાયો એ અવાજ ઘોડાના ડાબલાનો અને તેની સાથે ચાલતાં માણસોનો હતો.

ચતુરાના હસ્તમાં ચન્દ્રના અશ્વની લગામ હતી અને એ અશ્વને એક કદમના વૃક્ષે બાંધી આવી. ચન્દ્ર ફરજને તાબે હોવાથી મુલાકાત સ્થાન તરફ ગયો.

જે સ્થળ મુલાકાત માટે નક્કી કર્યું છે તે સ્થળે કુમુદા શિવાય અન્ય કોઇ નથી. સુબોધા હાલ સુધી કુમુદા પાસે હતી તે પણ સમયને અનુસરી ચુપકીથી ચિકિત્સા નિહાળવા અને થતી વાતચિત સાંભળવા પાછલા ખંડમાં જઇ ઉભી છે. ચતુરા તથા દેવી બીજે બારણે થઇ સુબોધાની પાસે આવી બેઠાં છે. ચન્દ્રે મુલાકાત સ્થાનમાં કુમુદસુંદરીને એકલી જોઇ, જોતાંજ સઘળા વિચારો સ્થિર થઇ ગયા, જુસ્સો મંદ પડી ગયો, તેજોમય શરીર શુન્યમય થઇ ગયું અને મુખપર શૌર્યને બદલે શરમીંદગી આવી ગઇ. એને ઉમરે આવેલી યુવતી પાસે એકાન્તમાં એકલા જવું તે ન્યાયસર નહિ હોવાથી જતાં ખમચાયો.

" આવો, મ્હારા મીઠા મેમાન " કુમુદાએ આવકાર આપતાં કાંઇ લજ્જાયમાન ચ્હેરે કહ્યું " આપ આ દાસીની વિનંતી સ્વીકારી અત્રે પધાર્યા છો તે માટે દાસી આપની ઓશીંગણ થઇ છે. "

દાસી શબ્દ સાંભળતાંજ ચન્દ્રને એના પિતાની આજ્ઞા-સ્મરણમાં આવી અને તેથી વાત ઉડાવવા " કુમુદસુંદરી ! એમાં ઓશીંગણ થવાનું શું છે ? તમોએ મ્હને શામાટે બોલાવ્યો છે તે હવે કહો તો ઠીક, કેમકે હું આંહી વધુ રોકાઇ શકુ તેમ નથી. "

ચન્દ્રના ઉપલા વાક્યથી દેવીએ વિચાર કર્યો કે હાલ કુમુદા પાસે એક માણસની જરૂર છે. સદ્‌ગુણિ ચન્દ્રસિંહ જો કુમુદા પાસે અન્ય માણસને જોશે તોજ પોતાના અં-

તરનો ખરો ખુલાસો કરશે ! નહિ તો એઓ શાસ્ત્ર આ-જ્ઞાને માન આપી કુમુદાને એકલી જોઇ આ સ્થળનો ત્યાગ કરી ત્વરાથી પલાયન કરી જશે. એમ ધારી સુબોધાને કુમુદા પાસે જવા આજ્ઞા કરી. સુબોધા દેવીની આજ્ઞાને માન આપી બ્હાર આવી અને ચન્દ્રને કહ્યું.

" પણ અત્યારે રાત્રે કયાં જશો ? હવે સવારે ઘણું એ જવાશે. હું પણ ધારૂં છું કે આપને આવતે કાલ મ્હોરા ગઢ જીતવા લશ્કર લેઇને આવવાનું છે, જે ગઢ જીતવો છે તેના મુખ્ય કિલ્લાના દ્વારની કુંચી અમારા પાસે છે અને પહેરો કુમુદસુંદરીનો છે. તો આપ પ્રથમ અમારાથી ગઢ જીતવામાં યોગ્ય સરત કરો. અમો આપને મદદ આપીશું."

ચન્દ્રસિંહ પ્રથમ આવતાંજ કુમુદસુંદરીના સૌન્દર્યથી ઘાયલ થઇ રહ્યો હતો તેમાં સુબોધાના આ શબ્દોએ વધુ ઘાયલ કર્યો. ત્હેની મુખમુદ્રાપર ઉદાશી છવાઇ ગઈ, મગજ ફરી ગયા જેવું થઇ ગયું, થોડીવાર સુધી આંખો બંધ કરી દીધી. શાન્તતા આવ્યા પછી નેત્રો ખોલી બોલ્યો. " સુબોધા ! ત્હમારા માર્મિક વચનોથી હું સમજી ગયો છું કે તમોએ સઘળી હકીકત જાણી લીધી છે. માટે એ વાત ન ઉકેલો. કુમુદસુંદરી તરફનું સુખ મ્હારા ભાગ્યમાં નહિ લખ્યું હશે એટલે એ વાત ઉકેલવી નકામી અને દુઃખકર છે. હવે તો તમારી સખીનો ગ્રહસ્થાશ્રમ સુખ-રૂપ ચાલતો જોઇને સંતોષ માનીશું."

" પ્યારા ચન્દ્ર ! આ દેહ તો આપનેજ અર્પણ થઇ ચૂકયો છે તે કદીપણ અવરનો થશે નહિ. તો આપ કઇ કુમુદસુંદરીના ગ્રહસ્થાશ્રમ વિશે કહો છો ? એટલું બોલતાં કુમુદાથી રડી જવાયું. એટલામાં ઝાડે બાંધેલો અશ્વ છુટી

જવાથી સુબોધા તેને બાંધવા ગઇ.

ચન્દ્રસિંહ દુર બેઠો હતો તે જરા નજીક જઇ દીલાસો દેવા લાગ્યો. " કુમુદસુંદરી ! તમો સમજુ છો: અને જાણો છો કે વિધિએ આલેખેલું ભાવિપત્ર સુખ દુખ અર્પણ કરે છે. છતાં શા માટે વિમાસણ કરો છો? વિધાતાએ આ કમનશીબ માટે આવા લેખ લખ્યા હશે !"

" મ્હારા વ્હાલા ચન્દ્ર ! આપ આ શું બોલો છો? ચન્દ્ર ભલે કુમુદને તજે પણ કુમુદ કોઈ કાળે ચન્દ્રને તજનાર નથી. હું આપના શિવાય અન્ય પુરૂષને ભ્રાત-પિતા અને વડીલના સમાન ગણી ચુકી છું. આ પ્રાણ કાલ નીકળતો હોય તો ભલે આજ નીકળે તેની પરવા નથી પણ મ્હારા ચન્દ્ર હું આપનાથી એક ઘડીએ વિખુટી થનાર નથી. ફક્ત આપની યોગ્ય આજ્ઞાને તાબે રહીશ. !" એમ કહેતાં કુમુદા રડતી ચન્દ્રના ગળે વળગી પડી. કઠણ હૈયુ રાખવાનો પ્રયત્ન કરી રહેલા ચન્દ્રનું પણ હવે હૈયું હાથ ન રહ્યું. અને તેના નેત્રમાં પણ અશ્રુજળ ભરાઇ આવ્યું. ચન્દ્રે કુમુદાને છુટી કરવા ઘણું કર્યું પણ કાંઇ વળ્યું નહિ. છેવટે સુબોધાને અશ્વ બાંધીને આવતી જોઇ ત્યારે છુટી થઇ. સુબોધા અશ્વ બાંધવા ગઇ હતી પણ ત્હેનું હૃદય આંહી હતું તેમજ અશ્વ જે વૃક્ષને બાંધ્યો હતો તે કાંઇ વધુ દુર નહોતું. એટલે તેણે સઘળી હકીકત સાંભળી તથા જોઇ લીધી હતી.

ઘોડો બાંધી આવ્યા પછી તેણે કુમુદની રડતી આંખો લુંછી નાંખી, દીલાસો આપ્યો અને ચન્દ્રસિંહ પ્રત્યે ઠપકો આપતાં બોલી. " ચન્દ્રસિંહજી ! અમારી પ્રિય ભગિની પ્રત્યે નમેરા થવું તમને ઘટતું નથી. જ્યારથી આપને બદલે

પૃથુસિંહને પરણાવવાનો મહારાજા રણજીતસિંહજીને ઈરાદો કુમુદના જાણવામાં આવ્યો છે ત્યારથી તે પેટ ભરી અનાજ ખાતી નથી, તેમ નિરાંત કરી ઉંઘતી નથી અને હરઘડીએ આપને જ યાદ કર્યાં કરે છે."

"સુબોધા! તમારૂં કહેવું અક્ષરસઃ ખરૂં છે. જેવી કુમુદની સ્થિતિ છે તેવીજ બલકે તે કરતાં મારી સ્થિતિ અધીક દુઃખી છે. પણ શું કરૂં હું મ્હારા પીતાશ્રી આગળ વચને બંધાઇ ચૂકયો છું અને જો વચન પાળતો નથી તો મારા નામને કલંક લાગે છે. અને તેથી હું ઘરેથી અત્રે આવતાં નક્કી વિચાર કરીને નીકળ્યો છું કે-હવે ફરી રાજ્યમાં પગ મૂકવો નહિ. આ પાપી જગતની જંજાળો-માંથી મૂક્ત થઈ દેહનું કલ્યાણ થાય તેમ કરવું."

ચન્દ્રે એટલું બોલી ઉઠવા માંડયું.

"મ્હારા વ્હાલા! મ્હને અબળાને નિરાધાર!! છ-મને એકલાને નહિ જવા દઉ, હું સાથે આવીશ, જયાં ચન્દ્ર ત્યાં કુમુદ." ચન્દ્રને પકડી રાખતાં કુમુદા બોલી.

"કુમુદસુન્દરી! ખુશીથી રજા આપો અને ધીરજ ધરો. **ધીરજના ફળ મીઠાં છે.** વખત ઘણો થયો છે, લાંબા પંથે જવું છે, વળી પવિત્ર મનથી મળીશું. માટે મ્હને જવા દો? રોકો નહિ." ચન્દ્રસિંહ દુઃખી દીલથી બોલ્યો.

ચન્દ્ર તરફથી કુમુદાને આટલું બધું કહેવામાં આવ્યું છતાં કુમુદાએ કોઇ રીતે માન્યું નહિ અને ચન્દ્રને જવા હા કહી શકી નહિ. ચન્દ્ર લાચારી સાથે સાહસ કરી કુમુદાથી છુટો થયો. તેને રડતી મુકી ઘોડે ચહડી ચાલ્યો ગયો. જતાં

જતાં સુબોધાને તેની સંભાળ રાખવા ભલામણ કરતો ગયો. ચન્દ્ર ગયો અને કુમુદા એકલી રહી. દેવી ત્વરાથી બહાર આવી એટલામાં તો અશ્વને છોડી ચન્દ્રે સ્વાર થઇ જવા માંડ્યું. જતાં જતાં કુમુદા પ્રત્યે કહ્યું.

" કુમુદા! પવિત્ર કુમુદા!! માત, પિતા અને વડીલોની આજ્ઞા પાળવી એજ આર્ય બાળકોનો ધર્મ છે, એમાંજ સુખ સમાયેલું છે. ત્હમો ત્હમારા પિતાની આજ્ઞામાં રહો અને જેનાથી સંબંધ કરી ત્હમને સાંપે ત્યાં જજો. એજ તમારૂં સુખરૂપ આનંદનું સ્થળ છે. મ્હને મ્હારી ફરજે નુકશાન આપ્યું છે તે અંત સુધી ભોગવવું જ પડશે. પરભવની કરણી આ નિરભાગીની દુખદાઇ હશે તો સુખ ક્યાંથી મેળવી શકે. પણ ત્હમો સુખી છો અને અંત સુધી સુખીજ રહેશો. જુગદીશ પણ ત્હમને સુખ આપશે. મ્હારા માટે તો જંગલો અને માંસહારી પ્રાણિયોનો સંબંધ નક્કી કર્યો છે. તો હું ત્યાં જઇશ. ત્હમારા હાલના વિચારો દુર કરી મા, પિતાની આજ્ઞા પાળી ચાલજો એટલી મ્હારી વિનંતી છે."

ચન્દ્ર ચાલ્યો ગયો, દેવીએ વિચાર કર્યો કે આ છેલા ચન્દ્રના શબ્દો દુખદાઇ છે. હાલ એઓ ક્યાં જાય છે, શું કરે છે તે જોવાની જરૂર છે. એમ સત્ય સમજી ચતુરાને ચન્દ્રની પાછળ પાછળ જવા તથા સવારમાં સઘળી હકીકત આવીને જણાવવા આજ્ઞા કરી. ચતુરા ત્વરાથી આજ્ઞાને આધિન થઇ ચન્દ્રના ચાલતા અશ્વની પાછળ પાછળ રવાના થઇ. કુમુદાને દેવીએ આસ્વાસન આપી શાન્ત કરી. વખત ઘણો જવાથી સઘળાં નિન્દ્રા સ્થાન તરફ ગયાં.

સવાર થયું અને સર્વે ઉઠયાં. સુર્યપુરમાં આજે રાજ્યકુંવરીનાં લગ્ન છે, તેની પ્રથમથી થતી ધામધુમ આજે જોવીને તેવીજ ઉત્સાહમાં છે. ઘરેઘર તોરણો બંધાઇ ગયાં છે, મકાનો ધોળી, ચિત્રવિચિત્ર રંગથી રંગી દેદિપ્યમાન કરેલાં છે, રાજ્ય મહાલયમાં લગ્નનો માંડવો ઘણાજ મ્હોટા પાયા ઉપર બીલોરખાનાથી શણગારી તૈયાર કરવામાં આવ્યો છે. સાંજના પાંચ વાગ્યા અને સુર્યપુરથી બે ગાઉના છેટે રમ્યપુરથી આવેલી જાનમાંથી જાણ તરીકે તોપ ફોડવામાં આવી. મહારાજા ભાવસિંહ આવકાર આપવા સામા ગયેલા તેઓ અરસ્પરસ મળ્યા અને જાન ઉતારે આવી.

સેનાધિપતિ મનમોહનસિંહને દેવી–સરસ્વતી મારફતે ખબર પ્રથમથીજ પડી હતી કે જાનમાં ચન્દ્રસિંહ નહિ હોય પણ એમને બદલે પૃથુસિંહ હશે. તેનું નકી કરવા તપાસ કર્યો તો એ વાત ખરી પડી. મહારાજા ભાવસિંહને હકીકત કહેવામાં આવી અને હકીકત સાંભળતાંજ એમના શરીરમાં શૌર્ય ભરાઇ આવી ભવાં ઉભાં થયાં. વિચારવંત સેનાપતિએ શાંત પાડી જણાવ્યું.

"મહારાજા રણજીતસિંહથી આપને ઘણો સ્નેહ છે. વળી આ કાર્યમાં મેં તપાસ કરાવેલો છે તો તેમાં એમનો નાઇલાજ છે અને આથી એઓ ઘણા દીલગીર છે. પરંતુ વચને બંધાયેલા હોવાથી આટલું સાહસ કરી અન્યાયના રસ્તે ચડેલા છે."

"પણ મ્હારી કુમુદા કદી ચન્દ્રસિંહ શિવાય અન્યને આપી શકીશ નહિ. ચન્દ્રસિંહ જાનમાં હોય તો તપાસ કરાવો ? એમની સાથે લગ્ન કરીએ."

ચન્દ્રસિંહ જાનમાં નથી એવી ખબર મળી છે, અને એઓ આ સંબંધની જાણ થવાથી સ્વદેશ તજી ચાલ્યા ગયા છે. વળી કુમુદ સુન્દરી હવે સમજુ થયેલાં છે એઓ કાંઇ બાળક નથી. એમને પણ આ હકીકતની ખબર પડવાથી ઉદાશીન થઇ ગયાં છે. હાલ રણજીતસિંહજીની જરૂર છે. એઓ દુષ્મન નથી પણ સંબંધી છે. જો આપની આજ્ઞાહોય તો બોલાવવા માણસ મોકલું. "

" ભલે, ખુશીથી બોલાવો ? એમાં મ્હારા તરફથી કોઇ પણ જાતનો વાંધો નથી. "

રણજીતસિંહને બોલાવવા માણસ મોકલ્યું અને એઓ ઉદાશીન ચેહેરે આવ્યા. સેનાપતિ તરફથી કહેવામાં આવ્યું.

" મહારાજા રણજીતસિંહજી ! આપ કોઇ પણ પ્રકારથી દીલગીર થશો નહિ. જ્યારે ભાવિ અનુકુળ હોય ત્યારેજ જે તે કાર્ય થાય છે. અમને બાતમી મળી છે કે જાનમાં ચન્દ્રસિંહ નથી એથી લગ્ન તો નહિજ થાય. કારણ આપણી પ્રથમથી કબુલાત એવી છે અને અમારી કુંવરી ઉમરે આવેલી હોવાથી એની મરજીની જરૂર છે. એઓ આ તમારા તરફથી કરવામાં આવેલા ફેરફારથી ઘણાં દુખી થઇ ચિંતાતુર છે અને એથી એમનું શરીર નિર્બળ બની ગયું છે. અમારા તરફથી ચન્દ્રસિંહજીનો તપાસ કરાવરાવ્યો એમાં એમનો પત્તો પણ લાગ્યો નથી. માટે આપને વિનંતી તરીકે કહેવામાં આવે છે કે આપ જાનને આવતે કાલ પાછી લેઇ જઇ ચન્દ્રસિંહજી સાથે બીજા શુભ મહુર્તે જાન લેઇને આવો. આ તરફથી આપનું કોઈ પણ પ્રકારનું અપમાન થયું હશે તે દરગુજર કરશો. સમજુ છો એથી વધારે કહેવાની જરૂર નથી. "

" મ્હારો પણ એજ વિચાર છે. જાનમાં ચન્દ્રસિંહને ન લાવ્યો એ મ્હારી મ્હોટી ભુલ થઇ છે. આપના તરફથી અમોને કાંઇ અપમાન થયું નથી પણ મ્હારા અવિચારથી મહારાજા ભાવસિંહજીનું અપમાન થયેલું છે. ગઇ ગુજરી વાતમાં મ્હારો નાઇલાજ છે. હવે હું આંહી વધારે ન રોકાતાં આજની રાત અત્રે રહી સઘળા રસાલા સાથે આવતે કાલ રમ્યપુર તરફ જઇશ અને ત્યાં ગયા બાદ સારા મુહુર્તે ચન્દ્રસિંહ સાથે અત્રે આવીશ. "

આટલું કહી રણજીતસિંહ ચાલ્યા ગયા અને ભાવસિંહ સેનાપતિની સમયસુચકતાથી ખુશી થયા. પણ ચન્દ્રનો પત્તો કયાં લાગશે એ ચિંતામાં ઉદાશીન થયા અને દેશોદેશ ચન્દ્રના તપાસ સારૂં બંને રાજ્યો તરફથી માણુસો મોકલવામાં આવ્યાં.



# પ્રકરણ પાંચમું.

## સંસાર ત્યાગ.

" સાધુ ચન્દ્ર સાચો થયો, તજ્યાં ઘરને બાર;
" પાછળ કુમુદા તો ફરે, અંતર આશ અપાર.



સુખ અને દુઃખ એ સૃષ્ટિ ક્રમમાં એક પછી એક આવે જાય છે.

" આ સંસાર વિચિત્ર ઘટમાળ વાળો અને કાવા દાવાથી ભરપુર હોઇ પ્રપંચી છે. કોઇ કોઇ સત્પૂરૂષોજ જન્મનું સાફલ્ય ઇચ્છી શુભકર્મો વડે સંસારયાત્રા સુખરૂપ સમ્પૂર્ણ કરે છે. સંસારી માનવોની ઇચ્છાઓ તથા વિચાર અગણિત પાપ કર્મો કરાવે છે, કે જે કર્મો કરેથી જન સમાજનો મ્હોટો ભાગ નિન્દે છે અને જગત્રાતાએ કરેલાં પાપ કર્મોનો યોગ્ય બદલો આપે છે. એમાં કાંઇપણ સંદેહ નથી. આ કર્મ ભૂમિમાં માનવદેહે જે પ્રપંચો થાય છે તે બીજી કોઇ યોનીમાં થતાં નથી. માનવ પોતાના શુભ કર્મો વડેજ માનવ રત્નપદ મેળવે છે અને નઠારાં કર્મો વડે માનવ પિશાચ રૂપ બને છે. સંસારમાં મળતાં સઘળાં સુખો જલદી લય પામે છે, સઘળો આનન્દ દેખાતો છતાં ઝાંઝવાનાં નીરના સમાન કાંઇ નથી એવો ખોટો છે. આવું ખોટુ સુખ મેળવવાની મ્હારે ઇચ્છા રાખવી

એ સમજતાં છતાં પણ ભવાબ્ધિમાં ડુબકાં મારવા જેવું છે. "

" જ્યારે પિતાશ્રીની ઇચ્છાઓ માતાની મરજીના આધિન છે, પિતાની મરજી વિરૂદ્ધ માતા પોતાના વિચારો જણાવે છે અને એ વિચારો કપરી હઠ કરીને પિતાશ્રી પાસે નાછુટકે પણ પાર પડાવે છે. મ્હારા ભણી પિતાશ્રીની કાંઇ ભાગ અંતઃકરણની માયાની લાગણી છે ત્યારે માતુશ્રીની નજર જ્વાળા ફેંકતી કઠણ છે. પ્રપંચથી ભરેલી અને પોતાનુંજ સુખ ઇચ્છી બીજાઓને હેરાન કરનારી માતાની નજર તળે ન રહેતાં એનાથી દુર થાઉં તોજ મ્હારા ઉપરથી એમની કુડી નજર દુર થાય, એમને નિરાંત વળે અને હું આનન્દથી જીન્દગી વ્યતિત કરી ઇશ્વરનું સ્મરણ કરતો સત્પૂરૂષોની સોબત કરૂં."

" સ્ત્રીઓની સોબત પુરૂષોને ફસાવે છે, પ્રપંચ કરાવે છે અને માનવ ફેરામાં પાપિષ્ટ ઠરાવી નર્કમાં નાંખે છે. સ્ત્રીઓ દગાથી ભરપુર છે, પ્રપંચથી પ્રવિણ હોઇ કોઇ પણ ઉમદુ નીતિમય કાય કરતી નથી અને એની સોબતે રહેલા પુરૂષને સત્ય કાર્ય કરવા પણ દેતી નથી. પુરૂષ ભમરડા રૂપે છે અને સ્ત્રી લોહની આર છે; પોતાના કાવા દાવા રૂપિ પ્રપંચના ચરિત્રોથી ભરપુર સુતરની દોરીથી પુરૂષને ફેરવે છે અને પુરૂષની સાથે રહી સ્ત્રી પોતાને આશ્રય આપનાર જે ભૂતળ વીગેરે સ્થળ તેને કોચી નાંખે છે અને વળી એટલું નુકશાન કરતાં છતાંએ એ સઘળો તહોમત ભમરડા રૂપિ પુરૂષનાજ માથે ઢોળી પાડે છે. આવી નઠારી બુદ્ધિના વિચારોથી ભરપુર સ્ત્રીઓની સોબત

કરવાથી કાંઇ પણ યોગ્ય કાર્ય સાધી શકાતું નથી. સ્ત્રીઓ ચરખારૂપ બની પોતાના ઉપર પુરૂષને તાર સમાન વીંટાળી ફેરવ્યાં કરે છે અને એવી નઠારી બુદ્ધિની સ્ત્રીઓની ચુત્રાનીમાં–પ્રપંચના પાસમાં લુબ્ધ બનેલા પુરૂષો આ કર્મભૂમિમાં અવતાર ધારણ કરી કાંઇપણ આત્માનું શ્રેય કરી શકતા નથી. આ બધુ સોબતનુંજ પરિણામ છે. સ્ત્રીઓની સોબત બુદ્ધિની નિર્મળતા હરણ કરી જડપણું બક્ષે છે. કોઇકજ પ્રપંચી સ્ત્રીઓના પાસમાંથી મૂક્ત થયેલ હોય છે. જેઓને જન્માંત સુધી નઠારી બુદ્ધિની સ્ત્રીઓથી પ્રસંગ નથી પડયો તેઓ આનન્દથી શુભ કર્મો કરી અવરનું હીત ઇચ્છી પોતાનું ભલું કરે છે અને એવાઓનાં ચરિત્રો બીજાઓને ધડો લેવા રૂપ છે. ”

“ સ્ત્રીઓ સઘળી સરખી હોતી નથી સેંકડે એકાદ પણ ઉત્તમ ચરિત્રાવાળી હોઇ પોતાની સોબતે રહેલા પુરૂષને નઠારાં કૃત્યો કરતાં આડ રૂપ આવી પાપભોગી બનતા પુરૂષને પાપી કૃત્યોથી દૂર રાખે છે. પરંતુ એટલું તો ખરૂજ છે કે—એવા ઊંચ ગુણોવાળી સાધુ બુદ્ધિની સ્ત્રીઓ પ્રથમ આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલી થઇ ગઇ છે અને હાલ પણ કદાચ હશે તો એટલીજ હશે. મ્હારો ઉપરનો વિચાર નીતિવાન સ્ત્રીઓના માટે નથી. એવી સ્ત્રીઓ તો એક નાવકા સમાન હોઇ પુરૂષને ભવાબ્ધિમાં સુખ રૂપ રાખી, પોતે તરી અવરને તારી પાર ઉતારે છે. ”

“ યુવતિ કુમુદસુન્દરીનું મ્હારા તરફ વળણ છે, એના સઘળા વિચારો યોગ્ય છે, એ દૃઢ નિશ્ચય છે. પ્રથમ પિતાશ્રીનો પણ એવોજ મત હતો. પણ હાલ એમનો મત લય પામ્યો છે, કુમુદાના વજ્ર વિચારો લય પામ્યા નથી,

પામવાના નથી અને પામશે પણ નહિજ એવી મ્હારી શંકા વીનાની ખાત્રી છે. કુમુદાની યોગ્ય મરજીના આધિન હું નહિ થાઉં તો એ પવિત્ર બુદ્ધિની યુવતિ આત્મહત્યા કરશે ! અરેરે, પરમાત્મા આ ત્હારા સૃષ્ટિ બાગમાંના કુમળા રોપાઓને શામાટે એમના વાલીઓની બુદ્ધિને ભ્રષ્ટ કરી સુકાવા દે છે. ઓ પવિત્ર કુમુદા તું આત્મહત્યા ન કરતી. આ નિર્ભાગી પિતાની આજ્ઞાને તાબે છે, એમની આજ્ઞાનું ઉલંઘન થાય તેમ નથી. જો તેમ બને તો હું પુત્ર ધર્મમાં પછાત પડું. પરંતુ તું આ નિર્દોષ નરને આળ આપીશ નહિ અર્થાત મરતી નહિ. મ્હારો સંબંધ ત્હારા લાયક નથી. હું દુઃખી છું, પરતંત્ર છું, માત-પિતાની આજ્ઞાઓના આધીન છું. ઘણા સુનીતિમય પુરૂષો જગકર્ત્તાની સૃષ્ટિ બાગમાં ઉત્પન્ન થયેલા છે તેઓ પૈકી એકને પસંદ કરી ત્હારા માત પિતાની આજ્ઞાઓમાં રહી તેઓ સોંપે એ સુભાગી નર રત્નની સોબત કરજે. એમાંજ ત્હારૂ શ્રેય છે, કલ્યાણ છે અને માનવ દેહનું સાફલ્ય છે. મ્હારાપર ત્હારી નિર્દોષ પ્રીતિ છે તે દુર કરજે ? નહિ તો નાહક પાપ ભોગી બનીશ. પ્રભુ ત્હને નિરંતર સાહાય્ય કરતો રહેશે.”

“ મ્હારા મન સંસાર નિસત્વ થતો જાય છે. હવે **રમ્યપુરમાં** જવા દીલ હા પાડતું નથી. કોઇ સંત પુરૂષની સોબત કરવી અને ઇશ્વરનું ભજન કરવું એજ મનથી નક્કી થાય છે. હવે આ અશ્વ ઉપરથી, અલંકાર ઉપરથી અને વૈભવ ઉપરથી પ્રીતિ કમી થતી જાય છે; ને ઇશ્વર ભજનમાં મન દ્રઢ થતું જાય છે. આ અશ્વ તથા અલંકાર નકામા ભાર રૂપ છે. મ્હારે એ રાખવાં યોગ્ય નથી. કોઇ અધિકારી વર્ગમાંના એકને દાન કરવા લાયક આ વસ્તુઓ

છે. આ મ્હારી નથી પણ કોઇ બીજાની છે. જે બીજાની છે એને મારે રાખી શું કરવું. "

ઉપર પ્રમાણે વીચારો કરતો નીતિવાન **ચન્દ્રસિંહ** ચાલ્યો જાય છે. **સુર્યપુરથી** આઠ ગાઉ દુર આવ્યો છે, રાત્રિનો એક વાગી ગયો છે. ચાંદની રાત્રિમાં પ્રવાસ કરવો ગ્રીષ્મ રૂતુમાં સુગમ પડે છે એવી તકનો લાગ લેઇ એક વૃદ્ધ બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા બે બાળક પરગામ ગયેલાં પોતાના ઘર તરફ જાય છે. તેઓ **ચન્દ્રને** સામાં મલ્યાં. પોતાના થયેલા વિચાર પ્રમાણે બ્રાહ્મણ સુપાત્ર ધારી અશ્વ, અલંકાર, તથા કાંઇ રોકડ હતી તેમાંથી જુજ પોતાની પાસે રાખી બાકીનું બધુએ વૃધ્ધ બ્રાહ્મણને દાન કર્યું. જ્ઞાતિ રીવાજ પ્રમાણે વૃધ્ધ બ્રાહ્મણે એની સ્ત્રીએ અને બે બાળકોએ કુમારને આશિર્વાદ દીધો. ને મળેલ દ્રવ્યથી હર્ષ પામતા ચાલતા થયા. કુમારે આગળ ચાલવાનું શરૂ રાખ્યું. પંથ કાપતાં કર્ણપુરા ગ્રામની હદ આવી. એના પડખે આવેલા કર્ણેશ્વર મ્હાદેવના મંદીરમાં કુમાર **ચન્દ્રસિંહે** મુકામ કર્યો. રાત્રિ ઇશ્વર ભજનમાં ગાળી. સવારમાં સ્નાન કરી ગ્રામમાંથી ગેરૂ લાવી, વસ્ત્રો રંગી સાધુ વેશ ધારણ કર્યો. કુમારનો તપાસ કરવા આવેલ **સરસ્વતિની** દાસી **ચતુરાએ** ગ્રામમાં ઓળખીતાના ત્યાં રાત્રિ રહી હતી તે સવારમાં શિવાલયમાં દર્શન અર્થે આવી, **ચન્દ્રને** સાધુ રૂપે જોઇ દીલગીર થઇ, એની નજીક જઇને આસન લીધું.

"પવિત્ર પુરૂષ ! આપશ્રી આ તરફ આજે કે ગઇ કાલ રાત્રિએજ આવેલા છો. " **ચતુરાએ** પ્રથમથી બોલવા માંડયું. " કારણ કાલ સવારમાં તથા સાંજરે હું દર્શન અર્થે

ને કર્ણેશ્વરમાં નિયમિત આવેલી તેણે આપનાં પવિત્ર આજેજ કર્યો એથી મ્હારો અનુમાન ખરો હોય મ્હને લાગે છે. ”

“ હા બાઇ, ત્હમારૂ અનુમાન સાચુંજ છે. હું આ ગઇ રાત્રિ ઘણી વીતી ગયા પછી નવોજ આવેલો છું મારૂં આ સ્વરૂપ હાલ નવા રૂપમાં છે. ” પોતાથી વધારે બોલાઇ જવાયું એનો પસ્તાવો કરતો ચન્દ્રસિંહ અટક્યો.

“ આપ ગયા કાલ રાત્રિએ આ તરફ આવ્યા એ તો ઠીક ” કાંઇ કુંચી હાથમાં લેતાં ચતુરાએ પૂછ્યું. “પરંતુ આપ બોલ્યા કે મ્હારૂ સ્વરૂપ હાલ નવા રૂપમાં છે. એટલે શું ! એ કાંઇ સમજી શકાતું નથી. આપશ્રી ગયા કાલ કયા મુકામે રાત્રિ સુધી હતા તે જણાવશો તો આભારી થઇશ. ”

ચન્દ્રસિંહ મનમાં ગભરાયો, સ્ત્રીઓની ચાલાકી વિશે વિચાર થયો, પૂછેલા પ્રશ્નનો જવાબ આપવાનું મનમાં નક્કી થયું; પરંતુ જવાબ ખરો આપવો કે જુઠું બોલી પતાવી દેવું એનું કાંઇ અંતરમાં નક્કી થયું નહિ. જુઠું બોલી અન્યને છેતરવું એ તેને યોગ્ય લાગ્યું નહિ. સત્યજ સુખ રૂપ છે એમ ધારી સાચે સાચુ કહેવામાંજ એણે લાભ સમજ્યો અને તે બોલ્યો.

“ આ સ્થળે હાલ મ્હારે આ સ્વરૂપનું નવીન છે તે સત્યજ છે કારણ મનુષ્ય નિત્ય નિત્ય નવા અનુભવ લે છે તેમાંનો આજે આ મ્હારો નવીન અનુભવ છે. ગઇ કાલનો મ્હારો બધો સમય પ્રવાસમાં ગયેલો છે. રાત્રિનો સહેજ વખત સુર્યપુરમાં કેટલાક યોગ્ય કારણસર રોક્યો

હતો અને પછીનો વખત પણ પ્રવાસમાં ગાળી હાલ આવેલ છું. આ સંસારમાં સઘળા મનુષ્યના બધા દિ આનન્દમય જાય છે અને દરેક સ્થળ સરખુ રૂ હોય છે. ”

“ જ્યારે રાત્રિનો વખત **સૂર્યપુરમાં** પ્રસાર હતો ત્યારે.” કાંઇ પુછતાં ચતુરાએ જણાવ્યું. “ આ ખબર તો હશે કે અમારી રાજ્ય કુંવરીના લગ્ન આ પાંચમના દીવસે **રમ્યપુરના** રાજ્ય કુમાર શ્રી ચન્દ્રસિંહજી સાથે થનાર છે. મ્હારા જાણવામાં અત્રે એટલુ પણ આવેલું છે કે કુમારના પિતાશ્રીના વિચારો ફરી ગયા છે અને તેથી લગ્ન સમય શાન્તિથી પસાર થશે નહિ. આપને અન્ય લોકની હીલચાલ ઉપરથી જણાયું તો હશેજ કે અમારી રાજ્યકુમારી હજુ સુખરૂપ જીન્દગી ગાળે છે.”

“ હા, ત્હમારી રાજ્ય કુમારી આનન્દમાં છે. ” ચન્દ્રસિંહે ખુલાશો કર્યો. “ એ પવિત્ર બાળા **કુમુદા** ” નામોચ્ચાર થવાથી અટક્યો પણ આગળ બોલવાનું શરૂ રાખ્યું. “ વડીલોની આજ્ઞાને તાબે રહી લગ્ન કરશે તો સુખરૂપ જીન્દગી પસાર કરશે. કારણ હાલના વખતમાં સ્વેચ્છા લગ્નની રૂઢી નાશ પામી છે અને લગ્ન સંબંધ વડીલોની મરજી આધિન રહી જોડાય છે. ત્હમારી રાજ્ય બાળા સ્વેચ્છા લગ્ન કરવા ઇચ્છે છે એ બરોબર નથી. કદી એમની અંતરની લાગણી કોઈ નર ઉપર હશે પરંતુ જ્યારે એ નરના વિચારો એથી વિરૂદ્ધ હશે તો પછી કદી પણ એમાં ફાવી શકનાર નથી.”

“ સત્પુરૂષ ! આપતું કહેવું સાચુજ છે. જેની અંતરની જેવી લાગણી હોય તેની એ લાગણી એકદમ લય

૫૨

મારી રાજ્યપુત્રિના વિચારો...

...લોના વિચારો લય પામશે એવી આપની ખાત્રી ...ણ અમારી એ પ્રિય ભગિની પોતાના વિચારોમાંજ ...શે અને ઇશ્વર અનુકુળ હશેતો કોટિ યત્ને પણ જય પામી સુખી થશે."

"ત્હમારા વિચારો અમૂલ્ય છે." ચન્દ્રે સદ્બોધ ...તાં જણાવ્યું. "એટલુંતો સાચું જ છે કે ભાવિ ...ર આશા રાખી યોગ્ય પ્રયત્ન ન કરવો અને પછી એ-થી સુખ મેળવવાની ઇચ્છા રાખવી એ બરોબર કહેવાશે નાહિ. પૃથ્વીના ઉપર અસંખ્ય માનવો છે, તે પૈકી એકથી લગ્ન સંબંધ થાય છે. જ્યાં સુધી લગ્ન નથી થયું ત્યાં સુધી પાપીષ્ટ કૃત્ય કહેવાય નહિ એમ મનુભગવાનનું પણ જણાવવું છે; તો, ત્હારી કુમારી એકને નક્કી કરતાં નિ-રાશ થઇ તો અવર સુભાગી નર પ્રયત્ન કરી ખોળી કાઢી લગ્ન કરે એજ આનન્દકારક કહેવાશે."

કાંઇ આટલેથી જ પતાવી દેવા, ચન્દ્રસિંહે વધારે કહ્યું. "હવે અમોને તમારાથી વધારે સંવાદ કરવા વખત નથી. દેશ સેવાનો સમય વ્યતિત થઇ જતો હોવાથી અ-મો એ તરફ મન પરોવીશું."

ઉપર પ્રમાણે જણાવી ચન્દ્ર સ્નાન કરવા શિવાલય પાછળ ન્હાની વાડીમાં આવેલા કુપ તરફ ગયો. ચતુરાની ખાત્રી થઇ કે, કુમાર ચન્દ્રસિંહ હવે કોટિ યત્ન કીધે પણ અત્રેથી પાછા ફરે તેમ નથી. આ હકીકથી સર્વને વાકેફ કરવા તુરત એ સુર્યપુર તરફ પ્રયાણ કરી ગઇ, સંરસ્વ-

..., કુમુ

... ... ...ના, અને એને હકીકત જણાવી. છેલ્લા શબ્દોમાં ચન્દ્રસિંહે મોકલેલો સંદેશો કહ્યો પોતાના વિચારોમાં ફરે તેવી નથી, એને તો મનમ જ છે કે, જીંદગીનો અંત આવે તે ઉત્તમ પણ વિચારો ફેરવી પાપ ભોગી થવું નહિ.

બાળા કુમુદાના મન તો ચન્દ્રસિંહજ પોતાનો છે. સરસ્વતિને તથા સુબોધાને કહી, એમની મારફ‌ત ચાણુ માતુશ્રીની રજા મેળવી, પોતે ચતુરાને સાથે રા કર્ણપુરા ગ્રામે શ્રી કર્ણેશ્વરના દેવાલય તરફ હર્ષથી પ્રય કર્યું. પરંતુ જેનું નશીબ કઠણ હોય છે તેના હરકો પ્રયત્નો નિષ્ફળ જાય છે; તે પ્રમાણે એના સંબંધમાંએ બન્યું. એના આવ્યા પહેલાં કેટલાક વખત અગાઉ સાધુ (ચન્દ્ર) પલાયન કરી ગયેલ હતો. ગ્રામમાં તપાસ કરાવતાં કઇ દીશા તરફ ગયો હશે તેનો પણ પતો મલ્યો નહિ, સાથે લાવેલા માણસોને સર્વ દીશા ભણી શોધ સારૂ જુદા જુદા મોકલ્યા પણ ફેરો ફોગટ પડ્યો, સાધુનો કાંઇ પતો મલ્યોજ નહી. નિરાશ થતી, નશીબ ઉપર હાથ મુકતી, ઇશ્વરનું સ્મરણ કરતી, વળી પ્રયત્ને મળશે એવો ભરોંસો લાવતી સુર્યપુર આવી.

એ દીવસો વીતે આજ એક પખવાડીયા ઉપર દીવસો પ્રસાર થયા છે, કુમુદાની ચિંતા વધતીજ ચાલી છે, એને કાંઇપણ પ્રકારનું ભાન રહેલું નથી. ખાવું, પીવું, બેસવું, વાતો કરવી કે હસી–રમી આનન્દમાં વખત વ્યતિત કરવો કાંઇ ગમતું નથી. એનેતો એના એજ ચન્દ્રસિંહને મળવાનાજ વિચાર થયાં કરે છે. હાલ એ એક પુસ્તક લેઇ

વાંચે છે. વાંચતાં વાંચતાં અટકી, યોગ્ય વાક્ય નજરે પડયું, તેની ગંભીરતા અને ગુઢાર્થ સમજી એના માટે વિચાર કરવા લાગી અને બોલી ઉઠી.

" જ્યારે આ પુસ્તકમાં જણાવે છે કે-**યાત્રા અને પ્રવાસ કરતાં પોતાથી વિખુટા પડેલા પોતાના અન્તરના સંબંધીને સમાગમ થાય છે અને સુખ મળે છે!** મ્હને પણ હવે દૃઢ વિચાર થાય છે કે, એ મ્હારા વ્હાલાનો મેળાપ મ્હને આ પુસ્તકના સુચવવા પ્રમાણે પ્રવાસ કરવાથી કેમ ન થાય? થશે જ!! જો પવિત્ર દમયંતિને વિખુટ પડેલ નળ રાજાએ દેવીના દૃઢ વિચારોથી મળેલ એ પુરાણનું સુચવવું યોગ્ય હશે તો મ્હને પણ મ્હારો વ્હાલો પ્રવાસમાં યાત્રા સ્થાનમાં મળશે અને એવો વિચાર પણ નક્કી થાય છે. "

એણે પોતાનો વિચાર સુબોધાને જણાવ્યો, સુબોધા મારફતે સરસ્વતિએ જાણ્યો, સરસ્વતિ મારફતે રાણીએ તથા સેનાધિપતિએ જાણ્યો અને સેનાધિપતિ મનમોહનસિંહના મારફતે મહારાજા ભાવસિંહજીએ જાણ્યો. સઘળાએ વિચાર કર્યો. મનમાં નક્કી થતાં કુમુદા સાથે સુબોધાને રાખી, કેટલાંક માણસો તથા ખર્ચ સારૂ દ્રવ્ય આપી યાત્રા અર્થે કુમુદસુન્દરીને આનન્દથી રાજા, રાણીએ વિદાય કરી.



# પ્રકરણ ૬ ઠું.



## ચંદ્રસિંહનો પ્રવાસ.

ઘડી પછી શું થશે હાલ ઘડી શું થાય,
નહિ સમજે રે માનવી, અજીતકાળ કહેવાય-



દ્વારીકાં બંદર ઉપર અત્યારે મનુષ્યોની મ્હોટી ઠઠ જોવામાં આવે છે; વૈશાખ માસની પુનમનો મ્હોટો મેળો હોવાથી સેતબીંદુ રામેશ્વર જવા સેંકડો લોકોની મેદની એકઠી થાય છે અને ઉપડી જાય છે. લાગતા વળગતાઓએ ઉપરા ઉપરી વહાણો દોડાવવાની અગાઉથી સવડ કરી રાખેલી હોવાથી મુસાફરોને વધુ ખોટી થઇ રહેવું પડતું નથી. નવ વાગે એક વહાણ મુસાફરોને લઇ ઉપડી ગયા પછી તુરત બીજા ન્હાડા નવે ઉપડનાર વહાણના પેસેન્જરો લેવાની શરૂઆત થઇ. પેસેન્જરો લેવાઇ રહ્યાં. અને વહાણ ઉપડવાની તૈયારીમાં હતું. એવામાં પુરઝડપે એક યુવક સંન્યાસી આવી પહોંચ્યો, તે ટીકીટ લઇ વહાણમાં સ્વાર થયો એટલામાં ન્હાડાનવનો ટકોરો થયો અને વહાણ ઉપડયું.

વાંચક; આ યુવક સંન્યાસી બીજો કોઇ નહિ પણ ચંદ્રસિંહ હતો તેણે કુમુદસુંદરીની દાશીથી રમ્યપુરથી જુદો પડયા પછી દ્વારીકાં તરફનો માર્ગ પકડયો-એક ગામથી બીજે ગામ જવું અને લોકોને સદમાર્ગ ગ્રહણ કરવા

ઉપદેશ કરવો એ ધંધો તેને હાથ ધર્યો. એ પ્રમાણે ગામડાંને કસ્બાઓમાં ફરતો ફરતો લગભગ ત્રણ મહિને માંડલીક રાજા ધીરસીંહની રાજધાનીમાં આવી પહોંચ્યો. વરસાદની શરૂઆત થઇ ચુકી હોવાથી અને લોકોના સખત આગ્રહને લીધે ચોમાસું અત્રે ગાળવાનો ઇરાદો કર્યો. અને ગામની ઉત્તરે આવેલા તળાવકાંઠેના રામજી મંદીરમાં મુકામ કર્યો.–ચોમાસાના દીવસો હતા. તેમ છતાં કોરા દીવસો માં ગામના જુદા જુદા ભાગોમાં જઇ વ્યાખ્યાનો કરીને લોકોનો પ્રેમ સંપાદન કરી ચોમાસુ પુરૂ થએ આગળ રવાના થયો.

અત્રેથી નીકળ્યા પછી કાઠીઆવાડના જુદાં જુદાં ગામોમાં ફરતો, વ્યાખ્યાનો આપતો વૈશાખ માસની શરૂઆતે દ્વારકાં જઇ પહોંચ્યો. દ્વારકાંમાંથી જાત્રા કરી તુર્ત આગળ ઉપડી જવાનો હતો પણ ત્યાંના લોકો તેના વાખ્યાનો ઉપર એટલા બધા મોહિત થઇ ગયા હતા કે તેને કેમે કરી નીકળવા દીધો નહિ. અને આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે તે સેતબીંદુ રામેશ્વરની જાત્રાએ જવા નીકળ્યો ત્યાં સુધી ત્યાંજ રહયો.

દ્વારીકાંથી ઉપડેલું વહાણ એક અઠવાડીએ સહીસલામત સેતબીંદુ રામેશ્વર જઇ પહોંચ્યું. ચંદ્રસિંહએ ઉતરી રામેશ્વર મંદીર નજીક આવેલી એક ધર્મશાળામાં મુકામ કર્યો. જાત્રાળુઓની પુષ્કળ ઠકના લીધે સઘળી ધર્મશાળાઓ ચીકાર ભરાઈ ગઇ હતી તોપણ ચંદ્રસિંહને સાધુ ધારી લોકોએ ઉતરવાની સવડ કરી આપી.

જાત્રાને બ્હાને તપાસ કરવા નીકળેલી કુમુદ પોતાના માણસો સાથે દ્વારીકાં ગઇ અને ત્યાંથી આગલેજ દીવસે

યુવક સંન્યાસીને (ચંદ્રસીંહને) સેતબીંદુ રામેશ્વર તરફ ઉપડી જવાની ખબર મલી. એવામાં સ્ટીમર અકબર મેલ લઇ સેતબિંદુ રામેશ્વર જવા ઉપડતી હતી તેમાં સ્વાર થઇ તે તરફ ઉપડી ગઇ. વહાણ કરતાં સ્ટીમરની ઝડપ વિશેષ હોય છે એટલે ચંદ્રસિંહ આઠ દીવસે પહોંચ્યો. અને કુમુદ છ દીવસે પહોંચી. ફેર માત્ર એટલોજ રહયો કે ચંદ્ર સવારે પહોંચ્યો અને કુમુદ બપોરે પહોચી. કુમુદે શહેરમાં એક સુંદર બંગલો ભાડે લઇ તેમાં મુકામ કર્યો. સ્ટીમરનો થાક હોવાથી સ્હાંજ સુધી આરામ કર્યો. રાતરે ચંદ્રસિંહની તપાસ માટે બે માણસોને મોકલ્યા તેઓ શહેરના જુદા જુદા લત્તાઓમાં ફરતા ફરતા ચંદ્રસિંહ ઉતર્યો હતો તે ધર્મશાળામાં આવી ચહડ્યા. આ વખતે ચંદ્રસિંહ ધર્મશાળાના ચોકમાં શ્રોતાજનોની મોટી સંખ્યા હજુર વ્યાખ્યાન આપવા તૈયાર થઇ ઉભો હતો. આવેલા બંને જણાઓ થોડીવાર સુધી ઉભા રહી પોતે શોધવા નીકળ્યા છે તેજ આ સંન્યાસી છે એમ તેમને ખાતરી થવાથી તેઓ તુર્ત પરત આવી કુમુદ આગળ હકીકત નિવેદન કરી. કુમુદનું મન વાખ્યાન સાંભળવા બ્હાને ત્યાં જવા તલપાપડ થઇ ગયું. સુબોધા સર્વ સમજી ગઇ. રજવાડી કરતાં વેપારી સ્ત્રીના પોશાકમાં ત્યાં જવું ઉચીત ધાર્યું અને તેથી તેણે તથા સુબોધાએ વણીક સ્ત્રીને છાજતો સાદો પોશાક પહેરી લીધો. તેઓ બે માણસોને સાથે લઇ ધર્મશાળામાં ગઇ. થોડીવારે લોકો આવી રહ્યાં એટલે ચંદ્રસિંહે વાખ્યાન શરૂ કર્યું.

**મુમુક્ષુ જનો!**

**જગકર્તા ઇશ્વર આખા જગતનું કલ્યાણ કરો. પ્ર-**

થમ પરમ કૃપાળુ પરમેશ્વરને વંદન કરી અત્યારે **ધર્મ** એ વિષય ઉપર કહીશ—

પ્રથમ **ધર્મ** એટલે શું? તે આપણે જાણવું જોઇએ. **ધૃ** ધાતુ ઉપરથી **ધર્મ** થએલો છે. **ધૃ** એટલે ધારણ કરવું એ ધાતુ ઉપરથી **ધર્મ** શબ્દ થએલો છે, આખા સંસારને ધારણ કરનાર તે **ધર્મ** એમ કહી શકાય. પણ આટલાથીજ **ધર્મ**નો અર્થ કાંઇ ખરો સમજી શકાતો નથી. પ્રથમ **ધર્મ**નો ઉપયોગ શો છે, તેનો હેતુ કેવો છે એ જાણવું જોઇએ. એનો હેતુ એટલોજ કે ચીત્તને શાન્તી વળી જાય અને તેમ થવાથી સુખ અનુભવાય. ચિત એટલે જે ઇંદ્રીયથી આપણે દરેક વસ્તુ જાણીએ છીએ તે. એની શાન્તી થાય તેમાં સુખ માની દુ:ખ ન પામે એવું ચિત થાય તો તે એક પ્રકારની સુખ પ્રાપ્તી થઇ એમ માનવું. પણ આવી ચીતની શાન્તી કેમ થાય અને સુખ કેમ પમાય તે જાણવું જોઇએ. જ્યારે મનુષ્ય પોતે હું શી વસ્તુ છું? મારી પેદાસ શેમાંથી છે? મારી આસપાસ શું છે? મારે સંબંધ કોનાથી છે? તે બરાબર સમજે ત્યારે ચિતની શાન્તી થાય અને તેમ થાય તે સુખ પામ્યા ગણાય. સુખ એટલે શું? આપણી ઇંદ્રીઓને અનુકુળ એવી જે લાગણી તે. સુખમાં પણ ચઢતા ઉતરતા દરજ્જા હોય છે. કેટલાંકને આપણે કિંચીત સુખ, સામાન્ય સુખ અને ખરૂ સુખ એ રીતે ઓળખીએ છીએ. પરીણામની કડવાસ એ કિંચીત સુખમાં ગણાય છે. પ્રસંગોપાતની આંદોલણ લાગણી તે સામાન્ય સુખમાં ગણાય છે, અને જે અનુકુળ લાગણી હમેશ એકજ રૂપમાં રહે છે તે ખરૂ સુખ કહેવાય

છે. આખા જગતનો મ્હોટો ભાગ પહેલું સુખ ભોગવે છે. થોડો ભાગ બીજું એટલે સામાન્ય સુખ ભોગવે છે, અને કિંચીત ભાગ ત્રીજુ એટલે ખરૂં સુખ ભોગવે છે. આનું કારણ પહેલું સુખ વગર મહેનતે, બીજુ કેટલીક મહેનતે અને ત્રીજું મહા મહેનતે પ્રાપ્ત થાય છે. આપણે છેવટ કીધું તે ત્રીજું એટલે ખરૂ સુખ મેળવવા દરેક મનુષ્યે ઇચ્છવું અને તે પ્રાપ્ત થાય તેમ કરવું જોઇએ. જે કાળે જેવી સ્થિતિ હોય તેમાં મગ્ન રહેવું તેનું નામ ખરૂં સુખ. તે સુખ પામવા માટેની વૃત્તિ તે ધર્મ. આ ધર્મ તે સામાન્ય ધર્મ કહેવાય છે. જેવો સામાન્ય ધર્મ છે તેવોજ બીજો વિશેષ ધર્મ છે. સામાન્ય ધર્મના આધારે જે કાંઇ બીજા નિયમો રચી અમુક દેશ, અમુક કાળ,ના વીચાર રખાવવામાં આવે તે વિશેષ ધર્મ કહેવાય છે. આપણો વિષય સામાન્ય ધર્મનો છે. એટલે વિશેષ ધર્મ વિષે કહેવું તે ઠીક નથી—સામાન્ય એટલે સર્વ દેશના લોકને માન્ય એવો જે ધર્મ તેને સામાન્ય ધર્મ કહે છે—ધૈર્ય, ક્ષમા, દમ, શૌચ, બુદ્ધી, વિદ્યા, સત્ય, અને દયા એ ધાર્મીક થવાનાં લક્ષણ છે માટે દરેક મુમુક્ષુ જને એ ગુણો, હૃદયમાં કોતરી રાખવા જોઇએ; તુળશીદાસજી મહારાજ કહી ગયાછે કે—

દયા ધર્મકો મૂલ હે પાપ મૂળ અભીમાન,
તુલશી દયા ન છાંડીએ જબલગ ઘટમેં પ્રાણ.

આ સુત્ર પણ દરેકે દરેક જણે યાદ રાખવું જોઇએ તેમજ અભીમાન, પાપવૃત્તિ, ક્રોધ, લોભ, અને અસત્યતા તજી દેવી જોઇએ. અને તેમ કરવામાં આવશે તો હું આગળ કહી ચુકયો છું તે ખરૂ સુખ પ્રાપ્ત થવામાં જરા પણ વાંધો આવશેનહિ. તથાસ્તુ. વ્યાખ્યાન પુરૂ થયું

અને એક પછી એક શ્રોતાઓ વેરાવા લાગ્યા. સર્વ ગયા પછી કુમુદ ચંદ્ર પાસે જઇ હાથ જોડી અને શીશ નમાવી બોલી " મહારાજ પ્રણામ કરૂ છું. "

" સૌભાગ્યવંતી રહે " મહારાજે આશીર્વાદ આપ્યો.

" પણ શું સ્ત્રીઓ વિધવા થતી નથી ? કેટલીક તો હયાત પતીએ સૌભાગ્ય સુખ ગુમાવી બેઠી છે. " કુમુદે પોતાની હકીકત અજવાળામાં મુકતાં કહ્યું. પણ ચંદ્ર કાંઇ સમજ્યો નહિ તેથી તે બોલ્યો ' કોઇ પણ પદાર્થ પોતાના મનને સારો યા નઠારો લાગે છે તે તેના ભોગીના ગુણ અવગુણના લીધે હોય છે. કેટલીક સ્ત્રીઓમાં સ્વામીને સ્વાધીન કરી લેવાના ગુણો નથી હોતા. તેથીજ તેઓ રવડે છે અને વિયોગનું દુઃખ ભોગવે છે. "

" ત્યારે શું સ્ત્રીઓનો એકલીઓનો જ તેમાં દોષ હોય છે ? " કુમુદ બોલી.

" પુરૂષોમાંય ખરો પણ સ્ત્રીઓનો વિશેષ. સતી સ્ત્રી આગળ પતિ રમકડારૂપ છે અને તે ધારે તે પ્રમાણે તેને રમાડી શકે છે પણ તેમ ન થાય તો તેમાંજ સ્ત્રીઓનો વાંક છે. સ્ત્રી એ ઘરની એક રાણી છે; તેનામાં સહનશીલતાનો, ઉદારતાનો, દયાનો, એ ગુણો હોવા જોઇએ. પતિ આગ છે અને સ્ત્રી જળ છે માટે જળે આગને શીતળ રાખવી એ તેની ફરજ છે " ચંદ્રે ખુલાસો કીધો.

" પણ મહારાજ સઘળી સ્ત્રીઓ એવીજ હશે અને પુરૂષો સારા હશે ?! " કુમુદે પૂછ્યું.

" ના, મારૂં કહેવું એવું નથી. હું જે કહું છું તે સામાન્ય, શાસ્ત્રને અનુસરી અને લોકરૂઢી ઉપર નજર

રાખી કહું છું. મારા અનુભવમાં મેં પુરૂષ કરતાં સ્ત્રીઓમાં ઘણું ઝેર ભરેલું જોયું છે. એવી કોઇકજ સ્ત્રી હશે કે જેણે પતિની દરેક આજ્ઞા ઉઠાવી હશે." ચંદ્રે કહ્યું.

"પતીની આજ્ઞા ન માને અને પતિને તજી ચાલી જાય એવી સ્ત્રી માટે શાસ્ત્રમાં શી શીક્ષા હશે ?" કુમુદે પેચમાં લેવા યત્ન કીધો.

"એવી સ્ત્રીઓને માટે રૈ રૈ નર્કની સજા મુકરર થઇ છે." ચંદ્રે ખુલાસો કીધો.

"કોઇ પુરૂષ પત્નિને દગો દઇ ચાલ્યો જાય તો તેને એથી પણ ભારે સજા થશે નહિ વારૂ ?" કુમુદે પ્રશ્ન કર્યો.

કુમુદ જોકે વણીક પોશાકમાં હતી પણ તેના બોલવા ઉપરથી, મુખમુદ્રા ઉપરથી અને વિચિત્ર સ્વાલો ઉપરથી ચંદ્રસિંહને તે કુમુદ હોવાનો શક શરૂઆતમાંજ ગયો હતો પણ હાવકા વદને હીમતથી, અજાણપણું દાખવી, દરેક સ્વાલનું નિરાકરણ કરતો હતો. કુમુદના છેલ્લા પ્રશ્નનો ઉત્તર આપી ન શકયો. તેના મુખ ઉપર કાંઇક શરમીંદગી પ્રસરી ગઇ—તોપણ થોડીવાર વીચાર કરી બોલ્યો "આ સવાલ ઘણો કઠણ છે. માટે તેનો ખુલાસો હવે પછી આપીશ. અત્યારે જાઓ."

વધુ છેડ છાડ કરવાથી કદાચ હાથ આવેલી બાજી બગડે એમ સમજી વધુ પૂછપરછ નહિ કરતાં એ અને સુબોધા એ વખતે મુકામપર ગયાં.

ચંદ્રસિંહ ધર્મશાળામાં આવી પથારી કરી સુતો પણ વિચાર તરંગોએ આખુ મસ્તક વીંધી નાંખ્યું. સ્વાલ ઉઠયો:

કે “ અહીંયાં રહેવું કે કેમ ? રહેવાથી શો ફાયદો છે, તેનું મારે કામ નથી. જેને મળવાની આ ભવમાં મુદ્દલ આશા નથી તો તેને મળીને અથવા તે હોય ત્યાં રહીને શું કામ છે ? અને તેથી અહીં રહેવું હવે નીર્થક છે. આ પ્રમાણે તે વિચાર કરી તરતજ બીસ્તર લઇ ગુપચુપ તેજ વખતે સ્ટેશન ઉપર ગયો. હરીહરેશ્વર મહાદેવના દર્શન કરવા જવાનો ઇરાદો કરી હરદ્વારની ટીકેટ લઇ ઉપડી ગયો.

---

## પ્રકરણ સાતમું.

### ભયંકર અકસ્માત.

“ સુતો સેજ પલંગ, રોડા સમ ટીચાયે;
“ ભાવિ સુખ દુખ દે, લલાટે લખીયું તે થાયે.
“ નથી રહ્યું કો, ઇચ્છે શુભ, જુગદીશ વીના જરાયે;
“ ફરતા ફરતી છે છાંય, ચન્દ્ર ઉપર ધરાયે.



જગ માળીની પોતાની સૃષ્ટિબાગની રચનાની એવી અલૌકિક ખૂબી છે કે જેનો પાર પામવા આપણ એ બાગમાંના રોપાઓ પૈકીના છીએ તો પણ કોઇ બુદ્ધિ કામ લાગી શકિત નથી. દુનિયાના ચમત્કારજ દરેકને નવાઇ પમાડે એવા હોય છે. આ સૃષ્ટિ ઉપવનમાં જે ભયંકર અને નજીવી ઉથલપાથલો થાય છે તેનો પાર પામવાની કોઇની શકિત કામે લાગતી નથી. જગ માળીની મરજી

અનુસાર દરેકમાં ઘડી ઘડીએ ફેરફાર થતા જાય છે. જે સ્થળો પહાડો, પર્વતો, ટેકરાઓ અને ગંભીર વૃક્ષોથી ભરપુર હોય છે તેનો જોતજોતાંમાં નાશ થઈ એ સ્થળે ભયંકર ખાડાઓ પડી જાય છે અને જ્યાં ભયંકર ખોઓ હોય છે ત્યાં સપાટ ફળદ્રુપ જમીન એક ક્ષણમાં બની રહે છે. ધરતીકંપ થાય છે, પર્વતોમાંથી જ્વાળાઓ નીકળે છે નદીઓ અને મ્હોટાં ન્હાનાં સરોવરો મીંચેલાં નેત્રો ઉઘાડતાં અદૃશ્ય થાય છે; પ્રાણ હરણ વ્યાધિઓ નવનવી પેદા થઈ હજારો પ્રાણાત્માનો-સ્થુળ શરીરનો ટુંક મુદતમાં વિનાશ કરે છે, ભયંકર આગોનો સંચાર જલદીથી થતાં તેમાં પણ કરોડોનું દ્રવ્ય અને સેંકડોના આત્માનો નાશ થાય છે, અત્યંત ઠંડી તથા ઘણી ગરમી પડવાથી અને આકાશ માર્ગેથી બરફનો વર્ષાદ પથ્થરના સ્વરૂપમાં વર્ષવાથી ઘણાઓનો લય થાય છે; ગામો, શહેરો અને કસ્બાઓ એવા સંયોગોમાં અને રાજ્ય વિગ્રહમાં નાશ પામે છે; હજારો મનવારો, આગબોટો, વહાણો, મચ્છવાઓ, રેલ્વેઓ આદિ વાહનોને અકસ્માત થવાથી ઘણાંનું નુકશાન થાય છે. આ પ્રમાણે સૃષ્ટિ બાગમાં ઉથલ પાથલ જગત્રાતાની મરજી અનુસાર થયાં જાય છે.

જ્યારે કોઈ સ્થળ ઉપર ભયંકર પ્રકાર બનવાનો હોય છે ત્યારે સમય આગમચ ચોવીસ કલાક અગાઉથીજ ભયંકર સમય ચિન્હનો સંચાર દરેકને જણાવવા માંડે છે. વૈશાખ માસની કૃષ્ણ પક્ષની નુમને શનીવારનો દીવસ ભયંકર છે એવું સુર્યપુરમાં દરેકને દેખાઈ આવવા લાગ્યું. આવા સમયે સાધુ હૃદયનાં પવિત્ર માનવો ઇશ્વર સ્મરણમા વખત ગાળે છે એ પ્રમાણે સુર્યપુરમાં પણ થવા લાગ્યું.

દયાળુ મહારાજાએ કાંઇ કલ્પના થઇ આવવાથી સ્ટેટની સીવીલ હોસ્પીટલમાં જઇને ઓષધિનો તપાસ કર્યો તથા ડાકટર—બરજોરજી અને આસિસ્ટંટ શાન્તિરાયને તાજી ઔષધીઓ વાપરવાનું તથા તૈયાર રાખવાનું ફરમાન આપ્યું અને ફરમાન પ્રમાણે પ્રમાણિક ડાકટર તરફથી યોગ્ય વ્યવસ્થા થઇ. ગામમાં સ્ટેશન ઉપરનાં કુતરાં ઘુમરાણ કરી રોવા લાગ્યાં, સ્ટેશન આસપાસના વૃક્ષો અને મકાનો ઉપરથી આમ તેમ ગીધ, કાગડા વિગેરે માંસાહારિ પક્ષિઓ ઉડવા લાગ્યાં. આ ભયંકર દેખાવથી સ્ટેશનનો નોકર વર્ગ પણ મ્હા ચિંતા ગ્રસ્ત થયો. પરંતુ ઇશ્વિરની ઇચ્છા આગળ માનવીના વિચારો અને ચિન્તા કાંઇ કામ કરી શકતા નથી એ પ્રમાણે બન્યું.

બારને વીસે અને બારને દશે આવતી બંને ટ્રેનો બંને તરફ યોગ્ય સમયે લાઇન કલીયર તારથી અગાઉ આપવામાં આવેલું છતાં સુર્યપુર જંકશન સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર સામસામેથી બરોબર બારને એક—એના વચ્ચે ઘણી સાવચેતી રાખવા તજવીજ કરવામાં આવેલી છતાં અથડાઇને ટ્રેનોનાં ઇન્જીનો તુટી ગયાં, આગ ચોગરદમ પ્રસરી ગઇ તથા ડબાઓ ભાગી ગયા અને ઉંધા વળી ગયા, ઘણા માણસો મરણના શરણ થયાં, કેટલાંક મરવાની અણી ઉપર આવ્યાં અને ગણુતરી પુરતાં ઉપચારો કરેથી સાજાં થાય તેવાં મનુષ્યો નીકળ્યાં. ટ્રેનમાં મુસાફરી કરતા રેલ્વેના નોકરોમાં બંને ટ્રેનના બંને ગાર્ડો અને એક રેલ્વે પોલિસનો જમાદાર તે શિવાય રેલ્વેના નોકરોનો પણ નાશ થયો. મહારાજા ભાવસિંહને ખબર થવાથી તુરતજ પ્રધાન, સેનાધિપતિ, ન્યાયાધીશ, ડાકટર, પોલિસ અમલદારો,

સીપાઇઓ અને સામન્તો સાથે સ્ટેશન ઉપર આવ્યા. મહારાજા રૂબરૂ અકસ્માતનો પંચક્યાસ થયો. પ્રથમ જે મનુષ્યો ઇજા થયેલા જીવતા થતા તેમને ડાકટર બરજોરજીને સ્વાધીન કરી ઔષધાલયમાં મોકલ્યા. બાકીનાને જુદા રાખી માલ મિલકત તપાસતાં જણાઇ આવેલા પત્તાના આધારે જ્યાં ત્યાં તારથી ખબર પહોંચડાવી તથા સરકારી ગેઝેટમાં અકસ્માત સબંધી વધારાનો અંક બહાર પાડી લંબાણથી વર્ણન કરી દરેકની જાણ સારૂ જે તે તરફ મોકલાવી દીધો. મળી આવેલી લાસોને અવલમજલે પહોંચડાવી મહારાજા દીલગીર થતા નિસ્તેજ ચહેરે આ કમકમાટ ઉપજાવનારા સ્થળનો ત્યાગ કરી રાજ્ય મહાલય તરફ ચાલ્યા ગયા.

જે ટ્રેનોમાં અકસ્માત થયો એમાંની એકમાં રાજકુમાર ચન્દ્રસિંહ સાધુ વેસે હતો. ઇશ્વર અનુકુળ હોવાથી સહેજ ઇજા એને થયેલી હતી અને હાલ દવાશાળામાં પરોપકારી દયાળુ દાકટરની નજર તળે હતો. ડાકટર બરજોરજીનાં ભલાં પત્નિ—બાનુ પિરોજાબાઈ દરદિઓનાં દરદ જોતાં. દીલાસો દેતાં, હવે જુજ દીવસમાં આરામ થશે એવું આસ્વાસન આપતાં અને પોતાના ભલાદીલના ભરથારને અસરકારક દવા વાપરવા વિનંતી કરતાં હતાં એવામાં એમની દયાળુ દૃષ્ટિ દુખાર્દ ચન્દ્ર ઉપર પડી કે—એનો ચહેરો જોતાંજ નેત્રોમાં દીલગીરીનાં અશ્રુ ભરાઇ આવ્યાં. ગદગદીત કંઠે અંતઃકરણમાં કાંઇ યોગ્ય ધારણા લાવી ચન્દ્રને પૂછ્યું.

" સુભાગી ! આપ આ ગરીબની અરજ અંતરમાં લેઇ માગણીની હા પાડશો એવી ખાત્રી ભરેલી કલ્પના થવાથીજ આ પુછી આપની શાન્તિમાં સહેજ ગભરાવાનો

પ્રસંગ લાવીશતો મ્હારા ઉપર કફા થશો નહિ. જણાઇ આવે છે કે આ દુખી દરદિઓની સાથેના થતા ગભરાટથી આપનું અંતર પીડિત થાય છે. મ્હારો એવો વિચાર છે કે આપનું શયન એકાન્તમાં રાખવાની જરૂર છે અને એ જરૂરીયાત માટે આપની પથારી હું અમારા ત્યાં તૈયાર કરાવું છું. તો, સહેજ એ તરફ લેઈ જતાં ઇજા થશે ! પરંતુ એથી કફા નહિ થતાં આવવાની ખુશીથી હા પાડશો." ઘણા સહવાસથી ગુજરાતી ભાષાનું અને રીતિ રીવાજોનું સારૂ જ્ઞાન મેળવેલ **પીરોજાબાઇએ** ગુજરાતી ભાષામાં જણાવ્યું.

"હું આ બધાઓની સોબતમાં ગભરાઉછું એ વાત ખરી; પરંતુ મ્હારા દુખમાં આપ દયાળુ બાઇને હું ચિન્તામાં નાખું એ અયોગ્ય કહેવાય. મારા નશીબે પડેલી પીડા હું ભોગવીશ ! દયાળુ–પરોપકાર બુદ્ધિના ડાકટર સાહેબની માયા આ દવાશાળામાં દરેકના ઉપર સરખી છે અને તે પ્રમાણે મ્હારા ઉપર પણ એમની પ્રીતિ છે, હું અત્રેજ સુખી અને આનન્દી છું."

"દરેકની યોગ્ય ઇચ્છાઓ પુરી પાડવી એ જો સાધુ પુરૂષોનો ધર્મ યાને ફરજ હોય અને મ્હને મારા વિચારમાં નાઉમેદ નહિ કરતાં મદદગાર થવાને ઇચ્છતા હો; તો આપના પવિત્ર વદનમાંથી ખુશીથી '**હા**' નો ઉચ્ચાર કરી મ્હને કૃતાર્થ કરો !"

"હાલ હું પીડિતછું, દુખી છું, આપ જેવા પવિત્ર–દયાળુ માનવોની દયાને પાત્ર છું અને તમારા શરણે છું. શરણે આવેલા ઉપર તમારોજ હક છે. હું આપનો

અહેશાન જન્માત સુધી ભૂલિશ નહિ. એતો હૃદયમાં કોતરાયેલોજ રહેશે. જેવી ઇચ્છા હોય તેવી પાર પાડો એમાં હું આડો નથી. આટલોજ આ દુખીનો ખુલાસો આપની પવિત્ર શેવામાં બસ થશે. ”

ચન્દ્રસિંહ વધારે બોલવાથી ફેફસાંના થતા આંદોલનથી નરમ પડયો. પાસુ પલટી શાન્ત સુતો. ચપળ મનુષ્યોને બોલાવી દવાશાળાના સામેના પોતાના બંગલામાં ચન્દ્રનો પલંગ લીધો અને એ દયાળુ હૃદયની પવિત્ર પારસીબાઇ એની રાત દીવસ ચાકરી કરતી રહી.

ઔષધ છે તે પીડાને દુર કરવાનું સાધન છે અને યોગ્ય આસ્વાસન ચિંન્તા દુર કરાવે છે. ડાકટરના વખતો વખત ચન્દ્ર આદિ દરદીઓના માટે લેવામાં આવતા યોગ્ય ઉપચારોથી ઘણા ખરા દીવસ વીતતાં સાજા થવા આવ્યા. કોઇકજ ભારે ઇજા પામેલા પીડા પામતા રહ્યા. ચન્દ્રનું શરીર પણ સુધરવા ઉપર આવ્યું અને અકસ્માતના દસ દીવસ પછી જેષ્ટ માસની શુક્કલ પક્ષની ત્રીજની રાત્રિએ સુખરૂપ નિન્દ્રા લીધી. સઘળુ દરદ મટી ગયું છે અને પૂષ્ટિકારકનું શેવન શરૂ થવાથી નિર્બળતા પણ દુર થવા આવી છે. પિરોજાબાઇ એની આસ્વાસના કરતાં નજીકના પલંગ ઉપર જાગૃત સ્થિતિમાં સુતેલાં છે. ચન્દ્રનું હૃદય જાગૃત થયું અને કાંઇ વિચાર ઉદ્દભવવાથી નીચે પ્રમાણે નિંદ્રામાં બોલાઈ જવાયું.

“ હું કોણ, કોનો પુત્ર, કયાં આવ્યો છું. વેશ પલટી આવી રીતે ગુપ્ત રહેવાનું કારણ શું ? ઇશ્વરનીજ મરજી, કૃપાળુ કીરતારનીજ કૃપા. ભવિષ્યમાં જે બનાવ બનવાનો વિચાર નહોતો એ પ્રમાણે થવામાં ઇશ્વરની મરજી વિના

બીજુ શું હોય ! ગરીબ બીચારી પવિત્ર કુમુદસુન્દરી ત્હારી શી સ્થિતિ હશે ! પણ હા, મ્હને આવા વેશમાં રાખનાર તુંજ છે. જ્યારે હું આમ અત્યન્ત કૃપાને પાત્ર બન્યો છું ત્યારે તું શું કરતી હોઇશ, ત્હારી કેવી સ્થિતિ હશે ત્હેની મ્હને કાંઇ સુજ પડતી નથી. હું કેમ ભુલુ છું. મ્હારેને એ પવિત્ર સુન્દરીને શો સંબંધ ! પણ એટલું તો ખરૂજ છે કે—એ આર્ય બાળા છે, પવિત્ર હૃદયની છે, માત પિતાની આજ્ઞાને આધીન છે. એ સુંદરીનું અંતર આ નિર્ભાગીના ભલા માટે હંમેશ પ્રયત્નવાળુ છે. જુગદીશ એને તું સહાય કરજે ! હું તો આવી રીતેજ રખડી–રવડીને ત્હારૂ ભજન કરતો ત્હારા શરણે આવીશ. ”

ડાકટર બરજોરજીની સખ્ત દીલની ભલિ બાનુએ ઉપલા વિચાર શબ્દે શબ્દ સાંભળયા. દરેક વાકય અને શબ્દ ઉપર વિચાર થયો. બીજે દીવસે એકાન્તમાં પોતાના ભરથારને જણાવી અને ચન્દ્રને એ સઘળુ પૂછી ખાત્રી કરવા પોતાનો વિચાર જણાવ્યો. ડાકટર સાહેબે કહ્યું.

“ એ સાધુ છે. સાધુનો પૂર્વાશ્રમ પૂછવો એ એમને દુખમાં ગર્ક કરવા બરાબર છે. એથી એમની આગલી જીન્દગીનો ચિતાર નજરે આવવાથી એમનું પવિત્ર હૃદય રડે છે અને એમ પણ બને કે એમનું મન અત્રેથી જલદી દુર થવા ઉપર જાય. જો એમ બને તો એ પવિત્ર સાધુને થયેલી ઇજાનો કેટલોક ભાગ એમનો એમ પીડા પામતો રહે. માટે મ્હારી ત્હમોને એટલી ભલામણ છે કે, ત્હમો એમને કાંઈ પણ સ્વપ્નાને સંબંધ કરતી બીના પૂછતાં નહિ. ”

ઉપરની ડાકટરની ભલામણથી પીરોજાબાઈ ફકત ચન્દ્રની નીયમીત ચાકરી કરતીજ રહી.

# પ્રકરણ ૮ મું.

—o-o o-o—

## કુમુદની આશા નિરાશા.

કરણીનાં ફળ ભોગવે, ધરણીપર સૌ જન;
ધરણી ધરને દોષના, દેવો વિચારી મન.

——:o:——



ચંદ્રના કહેવાથી કુમુદ મુકામપર તો આવી. પણ તેનું ચીત ન આવ્યું; તે તો ધર્મશાળામાંજ રહ્યું. તેણે આખી રાત જુદા જુદા વિચારો અને વિચિત્ર સ્વપ્નો વચ્ચે પસાર કરી. સવાર થયું, સર્વ ઉઠયાં; કુમુદની ડાબી આંખ ફરકતી હતી. તેનું કારણ સુબોધાને પૂછયું; ડાબી આંખ ફરકે તો કાંઇ માઠું થાય એવું સુબોધા જાણતી હતી તો-પણ કુમુદને તે વિષે કાંઇ ન જણાવતાં ચિંતા અથવા ઉજાગરાથી આંખ ફરકે એમ કહી તેના મનનું સમાધાન કર્યું.

" સુબોધા, ચન્દ્રસિંહનું શરીર સૂકાઇ ગયું છે, ને મુખપર શ્યામતા આવી ગઇ છે. મ્હેં તો તેમને પ્રથમ ઓળખ્યા પણ નહિ. જોને રાજબાગમાં આવ્યા હતા તે વખતે અને આજે તેમનામાં કેટલો ફેર પડી ગયો છે? " ચન્દ્રની વાત ઉકેલતાં કુમુદ બોલી.

" બ્હેન કુમુદ! ઉન્હાળાનો તાપ, અને શીયાળાની ટાઢ વેઠવી, અને પગે મુસાફરી કરવી એ કાંઇ સ્હેજ વાત છે? ગામડીઆ લોકોના છક્કા છુટી જાય છે તો ચન્દ્ર જેવા એક રાજપુત્રનું શું ગજું? સુબોધાએ ઉત્તર આપ્યો.

" મ્હને વિચાર થાય છે કે ચંદ્રસિંહને અત્યારે જમવા તેડી યુકતી પ્રયુકતી તેમનો દેશાટનનો સઘળો હેવાલ જાણી લઇએ અને પછી લાગ શોધી ઉઘાડાં પડીએ."

કુમુદે સુબોધાની સલાહ પૂછી.

" કુમુદ, તારા મતને હું મલતી છું; પણ ચંદ્રસિંહ જમવા આવશે કે કેમ ? તેની મને શંકા રહે છે. કારણ ગઇ રાતે આપણને તે ઓળખી ગયા છે એવો મને શક જાય છે" સુબોધા બોલી.

" હેં, આપણે જુદા વેશમાં હતાં છતાં તે શી રીતે ઓળખી ગયા હશે " કુમુદે આશ્ચર્યતાથી પૂછ્યું.

" ગમે તેવી રીતે ઓળખી ગયા હો; પણ મ્હને તો તે ઓળખી ગયા હોય એમ લાગે છે, રાતે તમારી સાથે વાત કરતાં છેવટના ભાગમાં દીલગીર થઇ ગયેલા ને લોચા વાળતા દેખાતા હતા." સુબોધાએ કહ્યું

" ઓળખી ગયા હશે અને કદી જમવા નહિ આવે તો હું જાતે ત્યાં જઇશ, હાથ જોડીશ, વીનંતી કરીશ અને તેમની દૃષ્ટિએ મારો કાંઇ વાંક જણાયો હશે તો તેની માફી માગીશ; પણ તેમને મનાવીશ અને લાવીશ. પણ તેમને કહે કદી નહીં છોડું " કુમુદા બોલી

" તો જેવી ઇચ્છા " સુબોધાએ કહ્યું

તુરત રામજી નામના પટાવાળાને જમવા માટે આમંત્રણ કરવા મોકલ્યો. રામજી દાર નીચે ઉતરી ચાલ્યો કે આડી બીલાડી ઉતરી અને જરા આગળ ગયો એટલે સ્હામેથી એક વિધવા સ્ત્રી આવતી મળી. બીચારા રામજીને શુકન અપશુકનનું કાંઇ જ્ઞાન નહોતું એટલે તે તો ચાલ્યો.

પણ બારીએ બેસી સુબોધા અને કુમુદ વાતો કરતાં હતાં. તેમાં સુબોધાની દ્રષ્ટી માર્ગપર હતી તેથી તેણે તે જોયું. કુમુદની આંખ ફરકતી હતી તેથી કાંઇક ખરાબ પરિણામ આવવાની તેના મનમાં ચિંતા તો થતીજ હતી; તેમાં આથી વધારો થયો; આ વાત કુમુદને કહેવાથી તે ગભરાઇ જશે એમ ધારી કુમુદને તેથી અજાણ રાખી.

રામજીએ ધર્મશાળામાં જઇ જોયું તો ચન્દ્ર ન મલે. ત્યાં ઉતરેલાં બીજાં મુસાફરો તરફથી ખબર મલી કે તેતો ગઇ રાતનો અહીંથી ઉપડી ગયો છે; રામજીએ આવી કુમુદાને તે હકીકત કહી, પોતાના વહાલાને કોઇપણ યુક્તીથી મેળવવાનો ઠરાવ કરી બેઠેલી કુમુદ આ સમાચાર સાંભળતાંજ મૂર્છાગત થઇ ધરણીપર ઢળી પડી. સુબોધા હીમતવાન અને ચાલાક બાળા હતી. તે જરી પણ ન ગભરાતાં બે માણસોને મદદમાં લઇ કુમુદને પથારીપર લઇ જઇ સુવાડી દીધી અને મુખ ઉપર ગુલાબ છાંટવું શરૂ કર્યું. અને ચંદ્ર કઇ તરફ ગયો હશે તેની તપાસ કરી લાવવા ફરીથી રામજી અને વિશ્વાસુ ઉમેદસીંગને મોકલ્યા, ઉપચાર કર્યાથી મૂર્છા વળી. થોડીવાર શાંત પડી રહ્યા પછી, બોલવા લાગી. " સુબોધા! ચંદ્રસિંહ ગયા ? નકકી ગયા ? અરે રે દગો દઇ ગયા ! મુજ નિરાધારની જરા પણ દયા ન આવી ! એકદમ નમેરા થયા? હાય, હાય, મ્હને જો ખબર હોત કે, તમો આમ દગો જ દેવાના છો તો કોટિ ઉપાયે તમારાથી છુટી ન પડત. સુબોધા, શું હવે મ્હને નહિ મળે ? અને રીબાવ્યા જ કરશે ? "

બ્હેન, ધીરજ ધર. ધીરજનાં ફળ મીઠાં છે; તમારો સાચો પ્રેમ છે એટલે નક્કી મળશે. મ્હેં રામજી અને

ઉમેદસીંહને બંદર અને સ્ટેશન ઉપર તે કઈ તરફ ગયા છે તેની ખબર કાઢવા મોકલ્યા છે, તે હકીકત મેળવી હમણાં આવશે પછી આપણે જે કરવું ઘટશે તે કરીશું. જમવાનો વખત થયો હતો એટલે ભટે આવી રસોઇ તૈયાર થયાની વરદી આપી. પણ કુમુદ જમવા ન ઉઠી. કુમુદ ન ઉઠી એટલે સુબોધા પણ ન ઉઠી. એ પ્રમાણે બંનેએ જમવાનું ના કહ્યું એટલે નોકરવર્ગે પણ ન જમ્યો અને સઘળાં ભૂખ્યાં રહ્યાં. એક કલાક પછી રામજી અને ઉમેદસીંહ ખબર લઇ આવ્યા "બાઇ" વિશ્વાસુ ઉમેદસીંહે ખબર કહેતાં કહ્યું "અમે ધર્મશાળામાં જઇને પૂછ્યું તો કોઇએ બરોબર ઉતર દીધો નહિ ત્યાંથી બંદર ઉપર ગયા. ત્યાં પણ કોઇએ પત્તો આપ્યો નહિ આથી સ્ટેશન ઉપર ગયા. ત્યાં પૂછપરછ કરતાં એવો ખુલાસો મળ્યો કે જે વાખ્યાનો આપતો હતો તે જુવાન સંન્યાસી ગઇ રાતે રહાડા બારે ઉપડતી ટ્રેનમાં હરદ્વાર જવા ઉપડી ગયો છે. વળી વધુ એવી ખબર સાંભળી કે રાતે રહાડાબારે હરદ્વાર જવા માટે ઉપડેલો પેસેન્જર ટ્રેન સુર્યપુર જંકશને બીજી ટ્રેન સાથે અકસ્માત રીતે અથડી પડી છે અને બંન્ને ટ્રેનોનાં સંખ્યાબંધ ઉતારૂઓ માર્યાં ગયાં છે. આટલી ખબર મલી છે" આટલું બોલી ઉમેદસીંહ ચુપ રહ્યો.

આ ખબર સાંભળી કુમુદ પાછી ગભરાઇ ગઇ અને પોકેપોક રડવા લાગી. સુબોધાએ છાતી સરસી ચાંપીને ધીરજ આપી. અને થોડું થંડુ જળ પીવરાવ્યું એટલે જરા શાંત થઇ.

"સુબોધા; ચંદ્રસિંહ અકસ્માતવાળી ટ્રેનમાં ગયા છે જો દૈવયોગે તેના ભોગ થઈ પડયા હશે તો મારા સૌભા-

ય ઉપર સદાને માટે મીંડું મેલાઇ ગયું સમજજે. " કુમુદે ડુસકાં ભરતાં કહ્યું.

" કુમુદ આવા ખોટા વિચાર શામાટે કરે છે, પ્રભુ તેમને દીર્ઘાયુષી કરો. પણ બ્હેન; તે તરફ જઇ તપાસ કરવાની જરૂર છે " સુબોધા બોલી

" હા, હાલજ ચાલો " કુમુંદ અધીરાઇથી બોલી ઉઠી. હુકમ મલતાંજ નોકરોએ, સામાન પેક કરી દીધો; અને સ્ટેશન ઉપર આવી મહારાજા ભાવસીંહજીને તારથી ખબર આપી સર્વ સૂર્યપુર જવા ઉપડયાં: આખા માર્ગે ટ્રેનમાં કુમુંદે સુબોધા આગળ પોતાનું દુઃખ રડયા કર્યું.

ટ્રેન સૂર્યપુર આવી પહોંચી. સેનાપતિ મનમોહનસીંહ કેટલાક સ્વારો સાથે અગાઉથી સ્ટેશન ઉપર આવી ઉભો હતો. તેણે સુબોધાને બે માણસો સાથે સીધી ઘેર મોકલી અને પોતે કુમુદને લઇ રાજગૃહે આવ્યો. કુંવરીને જાત્રાઓ કરી સુખરૂપ પાછી ફરેલી જોઇ રાજા રાણી ઘણાં ખુશી થયાં. રાણીએ છાતી સરસી ચાંપી વહાલ દેખાડયું. કુમુદ બહારથી ખુશી દેખાડતી હતી પણ અંદરથી દુઃખ સાગરમાં ડુબેલી હતી; તેણે દુઃખે યા સુખે પણ તે આખો દહાડો મળવા આવનાર સ્નેહીઓને મળીને પૂરો કર્યો. ટ્રેનમાં કુમુદે ચંદ્રસિંહની તપાસ કરી. રાતે તેની માતુશ્રી સરસ્વતીને તેડી ખુલાસો આપવા આવવાનું સુબોધાને કહી મુકયું હતું અને અત્યારે તે આવનાર હતાં, તેથી કુમુદ ખાનગી દીવાનખાનામાં તેમની રાહ જોતી અત્યારે બેઠી હતી એવામાં સેનાપતીના ખાનગી પટાવાળા ઉમેદસીંહે આવી તેના હાથમાં ચીઠી મુકી; કુમુદે ચીઠી લઇ તેને રજા આપી. ઉમેદસીંહ ગયો, કુમુદે ચીઠી વાંચવી શરૂ કરી.—

" પ્રીય કુમુદ, "

મારી માતુશ્રી તથા હું આવનાર હતાં પણ તેમની તબીયત અત્યારે સ્હેજ બગડી હોવાથી આવી શકયાં નથી માટે માફ કરજો.

ચંદ્રસિંહ માટે ખાનગી રીતે દવાખાનામાં તપાસ કરાવી પણ હજુ કાંઇ પતો મળ્યો નથી. અકસ્માતમાં મરણ પામેલાઓનાં નામો અને નિશાનોનું લીસ્ટ મંગાવી તપાસ કર્યો હતો તેમાં તેમનું નામ કે નીશાન કાંઇ નથી એથી આશા રહે છે કે તેઓ ચીરંજીવ છે. માટે ચીંતા કરીશ નહિ. માતુશ્રીએ આ હકીકત આજે મ્હારા પીતાશ્રી ને કહી છે, તેઓ જાતે આવતી સવારે તેનો તપાસ કરી પતો મેળવશે માટે નીશ્ચિંત રહેજે. પ્રભુ સર્વ સારાં વાનાં કરશે. એજ.

હું છું સ્નેહાધિન.
સુબોધાના પ્રણામ.

કુમુદે ચીઠી વાંચી; એકવાર વાંચી; બીજીવાર વાંચી; અને તેની મતલબ ઘાયલ થયેલા હૃદયમાં ઉતારી, નીરાશાના સમાચારથી હૃદયમાં દુઃખનો એક વધુ ઘા પડયો. તે એકલી હતી એટલે રડી, રડાય ત્યાં સુધી રડી અને ભાવી પ્રબળના ઉપર દોષ મુકતાં ત્યાંજ નિંદ્રા દેવીને સ્વાધિન થઇ.

———

# પ્રકરણ નવમુ

## જન્મગાંઠ.

" ખરે પડે વળી સુકાય છે તરૂવર, પ્રાણિ મરી જાય છે;
" નવ નવીન રોપાઓ પ્રકટે, બાળક જન્મ થાય છે;
" ફરે સજ્જનો દેશ વિદેશ વિષે, યશ લેઈ ઘરે ધાય છે;
" સાચુ કહે **ગોહિલ** આ સઘળું, પામર પ્રાણિ પીડાય છે.



જેઠ માસની શુકલ પક્ષની ચતુર્થીનો દીવસ છે, સુર્યપુરમાં સઘળો સમાજ આનન્દમાં લીન થયેલો છે, ઘેરેઘેર આસોપાલવના પાતરાંની ડાંખળીઓનાં શુભચિન્હસુચક તોરણો બંધાયાં છે, પ્રજાવર્ગ કરતાં રાજ્યનો નોકર વર્ગ પોતપોતાને સોંપેલાં કાર્ય કરવામાં આમ તેમ હર્ષમાં જતો આવતો જણાય છે, રાજ્ય મહાલયનો ભવ્ય-ચોક ચોમેર ધજા પતાકા, તોરણો અને **"શ્રીમંત મહારાજા ભાવસિંહજી ઘણું જીવો"** આદિ શુભ ચિન્હસુચક સુશોભિત પાટીયાં સુવર્ણમય અક્ષરોથી શણગારી કેળસ્થંભના બારણાંના અગ્ર ભાગે બાંધી દેવામાં આવ્યાં છે. સુતર અને મખમલના ગાદી તકીયા સફેદ ચાદરોથી નીયમિત ગોઠવી દેવામાં આવેલા છે. ચોકના મધ્ય સ્થળે સુવર્ણ રાજ્યાસન-સિંહાસન પૂર્ણ ભભકાથી શણગારી ગોઠવી દેવામાં આવ્યું છે. આજે શ્રીમંત મહારાજા **ભાવસિંહજી**ની જન્મગાંઠનો દરબાર છે.

વખત થવાથી એક પછી એક અમલદાર વર્ગ, શાહુકાર વર્ગ તથા અન્યસ્થળેથી ભાગ લેવા આવેલા માનવ રત્નો આવવા લાગ્યા અને પોતપોતાની જગ્યાએ મોભાને અનુસરીને બેઠક લેવામાં આવી. બરોબર સમયે મહારાજ સાહેબે પધારી સિંહાસન ઉપર પોતાની બેઠક લીધી.

પ્રથમ બ્રાહ્મણો તરફથી મંત્રોપચ્ચારથી આશિર્વાદ બક્ષવામાં આવ્યો. તે પછી કવી લોકોએ આ પ્રસંગને માટે નવીન જોડેલાં કાવ્યો દરેકને કહી સંભળાવ્યાં; સામંત વર્ગ, ભાયાત વર્ગ, જાગીરદારો, ઈનામદારો તથા શાહુકારવર્ગ તરફથી નિયમિત નજરાણો થયો જેનો અત્યંત આનન્દ સાથે મહારાજાએ સ્વીકાર કર્યો. વારાંગનાઓનો નાચ પ્રસંગને અનુસરતો થયો પાનસોપારી, અત્તર, ગુલાબજળ, હાર કલગીઓ અને મીઠાઈ વહેંચવામાં આવી. વખત પુરો થવાથી દરબાર બરખાસ્ત થયો. સર્વ મનુષ્યો આનન્દથી પોતપોતાના સ્થળે ક્ષણ માત્રમાં વિદાય થઈ ગયાં. ફકત મહારાજા, આમાત્ય, સેનાધિપતિ, સામંતવર્ગ અને ડાકટર બરજોરજી આટલા ગણતરી પુરતા માનવોનો શેષ ભાગ ત્યાં રહ્યો.

" ડાકટર સાહેબ. " મહારાજાએ પોતાની દયાની નજરથી જોઈ કાંઈ હકીકત પૂછી. " રેલ્વેના અકસ્માતથી ઘાયલ થયેલાઓને હવે આરામ થવા આવ્યો હશે ! "

" જી, હા. " બરજોરજી ડાકટરે વિનયથી ઉભા થઈ જણાવ્યું." ઘણા માણસોને આરામ થવાથી એમના વાલીવારસો આવેલા તેમની સાથે અને કેટલાક એકલા પોતાના સ્થળ તરફ જવાને હકીકત જાહેર કરવાથી આપશ્રીના

રૂબરૂ હુકમ મુજબ ખર્ચીનો બંદોબસ્ત કરી એમને જે તે તરફ રવાના કરવામાં આવેલા છે. હવે એક પણ દર્દી દવાશાળામાં નથી. ફક્ત એક યુવાન સાધુને મારી બાનુની સારવાર નીચે ઘેર લાવેલો તે હજુ અહીંઆં છે. એને પણ આરામ થઇ ગયો છે. સાધુ પવિત્ર હૃદયનો વિવેકી છે, એના અંતરમાં ચિંતા છે અને એ ચિન્તાથી હરહમેશ શોપાયાં કરે છે. ચિંતાનું ઔષધ મનની ઉમેદ પાર પડયા શિવાય આપી શકાતું નથી. અર્થાત્ ચિંતાનું ઔષધજ નથી. એ કોઇ ઉત્તમ જ્ઞાતિનો સુખી પુરૂષ છે, એનો હાલનો વેશ એના મનથી ગમતો છે પરંતુ કોઈ પરાયાના દુખના લીધે એ તૃષ્ણાથી પીડા પામે છે. ''

ડાકટરના ખુલાશાથી મહારાજા ખુશી થયા, એમનો આનંદી દયાળુ ચહેરો પ્રફુલિત થયો અને સર્વે ડાકટરનાં વખાણ કરવા લાગ્યાં, કેટલીક વાતચિત થયા પછી સર્વેએ એ સ્થળનો ત્યાગ કર્યો. સેનાધિપતિ **મનમોહનસિંહને** કાંઈ બીના યાદ આવવાથી ડાકટરની સાથે ઔષધાલયમાં જઇ **ચન્દ્રને** મળ્યો. ડાકટરની સ્ત્રીએ **ચન્દ્રસિંહના** સ્વપ્નાની સઘળી હકીકત સેનાધિપતિને વિવેકથી કહી સંભળાવી. **મનમોહનસિંહને** કાંઈ ભાગ કુમુદાના કહેવા ઉપર વિશ્વાસ આવ્યો અને ખાત્રિ થઈ કે '**આજ ગુમ થયેલો કુમુદાનો સાધુ-ચન્દ્ર હોવો જોઇએ**' ડાકટરની રૂબરૂમાં **ચન્દ્રને** પૂછ્યું.

" સાધુ પુરૂષો હમેશાં સરળ હૃદયના પ્રમાણિક હોય છે. સાચા દીલના સંત પુરૂષોની શેવા કરવી એ સંસારની ફરજ છે. આવતી કાલ સવારમાં હું સાધુ મહારાજને ભોજનનું આમંત્રણ કરૂં એ અયોગ્ય કહેવાશે નહિ. મ્હ-

ને તો ખાત્રિજ છે કે સાધુઓ કદી પણ કોઇ સંસારની યોગ્ય ઇચ્છાઓ પુરી પાડવામાં આડા આવતા નથી, પરંતુ એઓતો હંમેશાં પરગજુ હોઇ દરેકની તરફ સમાન અ-ભિ નજરથી જુવે છે અને સાચી ઇચ્છાઓ પુરી પાડવા યોગ્ય ઉત્તેજન આપે છે. તોપણ હાલ રૂબરૂમાં હોવાથી આમંત્રણ સ્વીકારી પધારવાની માગણી કરૂં તે પાર પાડવા મ્હારા ઉપર કૃપા થશે ! ”

સેનાધિપતિની યોગ્ય મરજીને અનુમોદન આપતાં ડા-કટરે ચન્દ્રને જણાવ્યું. “ શ્રીમંત મનમોહનસિંહજી સા-હેબનું કહેવું અયોગ્ય કહેવાયજ નહિ. આર્યોની જે સાચી ફરજ છે, તે પાર પાડવા એમની ઇચ્છા છે, એમાં મ્હા-રાથી કે સાધુ મહારાજથી આડે આવી શકાયજ નહિ. મ્હારી પણ ભલામણ છે કે આપ ખુશીથી આમંત્રણ સ્વીકારી, આવતે કાલ જમવા જવાની હા પાડી મુરબ્બી-શ્રીને આનન્દીત કરશો ! ”

ચન્દ્રના શરીરે એ દીવસથી ઘણી સારી નીરાન્ત હોવાથી પીરોજાબાઇથી મેળવેલ માહીતી આધારે એને ખબર પડી હતી કે:—આ સુર્યપુર છે, કુમુદાના પિતાનું અત્રે રાજ્ય છે, એમની પવિત્ર દયાળુ વૃતિના લીધે હું અને અકસ્માતના ભોગ થયેલા અન્ય મનુષ્યો સુખી–આરોગ્ય થયા છે. એમના ઉપકાર નીચે હું છું એમાં ડાકટર બરજોરજીએ પવિત્ર બાનુ પીરોજાબાઇએ રાત્રિ દિવસ ઉઠાવેલી ચાકરી એક માતા પણ ન કરી શકે તેથી વિશેષ છે. હું એમના ઉપકારના નીચે દબાઇ ગએલો છું, એઓ હાલ મ્હારા વડીલના ઠેકાણે છે. જો કે સેનાધિપતિની બાળા સુ-લોચના કુમુદાની સખી છે અને એમની પવિત્ર ભાર્યા

દેવી સરસ્વતિ કુમુદાની શુભચિન્તક છે એવા સ્થળે જ-વાથી કાંઇ બીજો વિશેષ પ્રસંગ બનવા સંભવ રહે છે. તોપણ ડાક્ટર સાહેબની યોગ્ય ગરજીને ઉત્તેજન આપવું એ આ ઉપકાર નીચે દબાએલા પામર પ્રાણીની ફરજ છે. સેનાધિપતિની માગણી ડાકટર સાહેબની મરજી અનુસાર હોવાથી મ્હારે માન્ય કરવીજ જોઇએ કે જેથી મુરબ્બીની મરજીએ સચવાઇ શકે. "

ઉપર પ્રમાણે વિચાર કરી ચન્દ્રસિંહે જણાવ્યું.

" હું ડાકટર સાહેબની ઇચ્છાને આધિન છું. કાલનો થતો ખોરાક નિરોગી માલુમ પડશે અને ડાકટર સાહેબ એ ખોરાક માટે મરજી બતાવશે તો મ્હારા તરફથી હા છે; માટે એમના તરફથી જે તે જવાબ મળશે!"

" લો! આ ઔષધ ઉપર નહિ ખાવાના પદાર્થની નોટ છે." ખોરાક ચન્દ્રને કયો આપવો અને કયો નહિ આપવો એનું ફરમાનપત્ર મનમોહનસિંહને આપતાં ડાકટરે જણાવ્યું. " એમને એને અનુસરીને ખોરાક આપવાનો છે. માટે એવો સાદોજ ખોરાક તૈયાર કરાવજો અને કાલે સવારે માણસને આ તરફ મોકલશો એટલે એઓ તમારી તરપ આવશે."

સેનાધિપતિ હર્ષથી ઉઠી પોતાના ભુવન તરફ ગયા. સરસ્વતિને સાધુની હકીકત જણાવી. અને વળી વધારામાં જણાવ્યું કે " કાલે સવારમાં એઓ આપણા ત્યાં જમવા પધારશે એટલે સઘળી હકીકત જણાઇ આવશે. મ્હને તો આશા છે કે એજ સાધુ કુમુદાનો ચન્દ્ર હોવો જ જોઇએ. એઓ ન્હાની ઉમરમાં હતા તે વખતે મેં નજરે જોયા

હતા. એ પછી જોયેલા નથી. હાલ તો યુવાનાવસ્થામાં છે; તોપણ પ્રથમના ચહેરાને મળતો હાલનો એમનો ચહેરો છે.

દીવસ ક્યારે ઉગે અને રાત્રિ ક્યારે વીતે એજ આશામાં સુતેલાં સરસ્વતિ અને સેનાધિપતિ સવાર થવાથી ઉઠયાં. પ્રથમ નિયમીત કાર્ય પરવારી તુરતજ એક માણસને ડાકટર સાહેબના ઘેર ચન્દ્રને બોલાવવા અને સુબોધાને કુમુદસુન્દરીને બોલાવવા એમ બંને જણને મોકલ્યાં. ચન્દ્રના આવતાં પહેલાં કુમુદા આવી અને સરસ્વતિએ જણાવ્યું કે,

" બ્હેન ધીરજનાં ફળ મીઠાં છે. સાહસ કરી દેહનો અંત આણવો એથી કાંઇ શુભ કાર્ય સાધી શકાતું નથી. ડાકટર સાહેબના ત્યાં ત્હારો ગુમ થયેલો સાધુ છે અને એજ જો ચન્દ્ર હોય તો આપણી કેટલીક ધારણાઓ હવે પાર પાડવાનો વખત નજીક આવ્યો એમ હું સમજીશ. ઇશ્વર ભલો છે, એ એના ભકતોને દુઃખમાં પણ દીલાસા રૂપી સુખ આપે છે અને અંતમાં સઘળી શાન્તિથી સુખ બક્ષે છે. "

" દેવી ! મ્હારી ગઇ રાત્રિ આનન્દમાં પસાર થયેલી છે. હું સ્વપ્નમાં ચન્દ્રનેજ જોઇ આનન્દ પામતી અને એઓ મ્હારી સઘળી ઇચ્છાઓ પાર પાડવા કાંઇ આનાકાની કરતા નહિ. નેત્ર ખૂલતાં સઘળું મિથ્યા ભાસતું પણ હવે આશા બંધાય છે કે, આપણા પ્રયાસથી એઓ મ્હને મળશે. "

" વળી જો, રમ્યપુરમાં પણ હવે સઘળો સમાજ એમના પક્ષનો છે. " સરસ્વતિએ વધારે આસ્વાસન આપ્યું. કુંવર પૃથુસિંહ તથા મહારાજા રણજીતસિંહની નવીન ભાર્યા

મૃત્યુને શરણે થયેલ છે. એમનાં પાપ કર્મો એમનેજ નડયાં છે. મહારાજા પોતે ચન્દ્રની શોધમાં છે. સેંકડો મનુષ્યોને લાખોનું દ્રવ્ય આપી દેશપરદેશ શોધ સારૂ મોકલ્યા છે. હજુ એમને કુમાર ચન્દ્રસિંહજીનો પત્તો મળેલો નથી. હું આનન્દથી કહીશ કે જ્યારે ચન્દ્ર અત્રે છે ત્યારે બીજાં અન્ય સ્થળોની શોધથી ચન્દ્રને મેળવવો એ સુર્યની ગરમીથી ઠંડક મેળવવા શોધ કરવા બરાબર છે. જો ચન્દ્રનું મન સંસારથી વીરકત થયેલ હશે તોપણ એમની ધર્મની ફરજ એ કાર્ય કરાવવા ફરજ પાડશે ચન્દ્ર સંસારથી જડાશે. હવે તારે ધીરજ ગુમાવવાની જરૂર નથી. એ ત્હારો છે, અંત સુધી ત્હારોજ રહેવા અંતરની લાગણી હશે અને હવે ત્હારો જ થશે. ”

વખત થતાં સ્નાન સન્ધ્યાથી પરવારી સાધુ, ચન્દ્ર આવ્યો, મનમોહનસિંહે હર્ષથી આવકાર આપી ભૂવનમાં લીધો તથા ઉત્તમ આસન આપી બેસવાને માટે વિનંતી કરી અને માગણીનો સ્વીકાર કરી ચન્દ્ર બેઠો. સરસ્વતિ, સુબોધા અને સેનાધિપતિ એટલું ત્રિપુટી મંડળ એકે એકે આવીને બેઠું. કુમુદાએ એકદમ ત્યાં પ્રવેશ કર્યો નહિ. લજ્જાએ એને રોકી રાખી.

“ પવિત્ર પુરૂષ ! આપનો ખોરાક ડાકટર સાહેબના કહેવા પ્રમાણે જ તૈયાર કરાવવા માંડયો છે. ” સરસ્વતિએ પ્રથમથી અબોલા તોડી કહેવાનું શરૂ કર્યું. “ એ તો ખરી વાત છે કે, ચિંતાતુર હૃદય કાંઈ કાર્ય સાધી શકતું નથી. હાલ અમો ચિંતાગ્રસ્ત છીએ. અમારી રાજ્યકુંવરીને લગ્ન પ્રસંગમાંથી ચિંતાએ પોતાના પંઝામાં લીધી છે, હાલ એ ચિંતાનાજ શરણે છે, ઇશ્વર અનુકૂળ થઇ એની જામેલી

ચિંતા દુર કરાવશે. જેવી એ દુઃખી છે તેથી પણ વધારે મ્હારી જન્મભૂમિના રાજ્ય પિતાશ્રી રમ્યપુરના મહારાજા રણજીતસિંહજી દુઃખી છે. એઓએ કૃતઘ્ન રાણીનાં કાળાં કૃત્યે કરીને લગ્ન પ્રસંગથી પોતાના વડીલ કુમારને ગુમાવ્યો છે, અને તે પછી પોતાની નવી રાણી તથા નાના કુમારનું મૃત્યુ થવાથી એ બંને માણસોને પણ ગુમાવેલાં છે. એઓ હાલ પોતાના વડીલ કુમારની શોધમાં છે, એમનો પત્તો લાગતો નથી, પરમાત્મા એ વૃદ્ધ મહારાજાના ઉપર દયા દૃષ્ટિથી જોઇ ચન્દ્રનો પત્તો મેળવી આપે એવી અમારી એમના પ્રતિ પ્રાર્થના છે. ”

“ અને વળી વધારામાં એ પણ ખરૂં છે કે,” સેનાધિપતિએ જણાવ્યું. “ કુમાર ચન્દ્રસિંહ લગનના આગલા દિવસે અત્રે આવેલા, તેમને કુમુદાએ તેડાવેલા, કુમુદાની પવિત્ર મરજીને આધિન થઇ તેમણે આવવાની પોતાની ફરજ અદા કરેલી પરંતુ તે પછી કાંઇ વાતચીત કરી, કુમુદાને આસ્વાસન આપી એઓ ગુમ થયેલા છે. ત્યારબાદ તપાસ કરાવતાં એઓ અત્રેના તાબાના શ્રીમંત કર્ણસિંહ મહારાજે બંધાવેલાં કર્ણપુરા ગ્રામના શ્રી કર્ણેશ્વર મહાદેવમાં એ રાત્રિએ ઉતરેલા, દીવસે ભગવાં ધારણ કર્યાં અને તે પછી ખબર કહડાવતાં એઓ ગુમ થયા છે. હવે એ સાધુ હૃદયના સરળ પુરૂષનો પત્તો લાગતો નથી. ઇશ્વરની મરજી મહારાજા રણજીતસિંહને વૃદ્ધાવસ્થામાં આનંદિત કરવાની હશે અને કુમુદા સંસારથી જોડાવવાની હશે તો કુમાર ચન્દ્રસિંહનો મેળાપ કોઇ પ્રસંગે પણ થશે!! હવે તો સઘળો આધાર ઇશ્વરની યોગ્ય મરજી ઉપર છે. ”

ઉપરનો સઘળો હેવાલ સાંભળી ચન્દ્ર હૃદયમાં રડવા

લાગ્યો. ગદગદીત કંઠ થયો પણ કાંઇ શબ્દોચ્ચાર કરી શક્યો નહિ. એને હૃદયમાં ડુમો ભરાઇ આવ્યો.

" કર્ણપુરાગ્રામથી કુમારશ્રીના ગુમ થયા પછી અમોને એટલો પણ પત્તો મળેલો છે કે " સુબોધાએ કાંઇ વધારે જણાવ્યું, " હું કુમુદા સાથે રામેશ્વરની યાત્રા અર્થે ગયેલી એ વખતે એમને એક શિવાલયના રમણિય મકાનમાં કે જ્યાં એમનું રહેઠાણ હતું ત્યાં એઓની ઓળખાણ પડી હતી. બીજે દીવસેજ વળી ત્યાંથી એઓ અદૃશ્ય થઇ ગયા છે, એ પછી પત્તો નથી. શું આ ઇશ્વરનીજ માયા એ શીવાય બીજું શું હોય ? વધારે તપાસ કરતાં અમને માલુમ પડ્યું કે એ રાત્રિના પરોઢીએ ઉપડતી પહેલી ટ્રેનમાં બેસી પ્રવાસે ગયા છે અને એ ટ્રેન આ સૂર્યપુર સ્ટેશને અકસ્માત ભોગ થઇ પડી હતી. અત્રે આવી અકસ્માતમાં બચેલા અને મૃત્યુ થએલાનું લીસ્ટ તપાસ્યું એમાં એમનું ઉપનામ આલેખેલું હતું. લીસ્ટ ઉપરથી એઓ સજીવ હોવાની ખાત્રી થઇ. દવાશાળામાં તપાસ કરાવતાં પત્તો મળેલો નથી. હવે અમારૂં હૃદય ચિંતાતુર રહે છે, અંતર એમ કહે છે કે એમનો પત્તો લાગશે કે નહિ, પરંતુ આશા હર્ષ પમાડે છે."

" અને બ્હેન સુબોધા અને દેવી " કુમુદસુન્દરીએ એકદમ પ્રવેશ કરી જણાવ્યું. " રામેશ્વરની યાત્રા કરતાં નજરે પડેલા ત્યાંથી ગુમ થઇ અકસ્માતના ભોગ બનેલા આજ રાજ્ય યોગી સાધુ છે. મ્હારૂં મન એમના પ્રતિ પવિત્ર છે. એઓજ મહારાજાશ્રી રણજીતસિંહજીની સઘળી ઇચ્છાઓ પાર પાડી આનંદીત કરશે."

કુમુદાથી એટલુંજ બોલાયું, એ શાન્ત રહી સેનાધિપતિને વડીલ જાણી લજ્જાને શરણે થઇ અને સરસ્વતિની પડખે નિચુ નિહાળી બેઠી. ચન્દ્રથી ધીરજ રહી શકી નહિ. એણે આ લીધેલો વેશ પિતાના દુઃખમાં અયોગ્ય ભાસ્યો એકદમ પિતાને મળવાનું મન થયું અને મનમોહનસિંહને જણાવ્યું.

" પવિત્ર માનવો હું આપના ઉપકારના તાબે છું. આ આપનો આભાર નીચે દબાયેલો અકસ્માતથી બચ્યો, મહારાજા ભાવસિંહજીની દયાને પાત્ર થયો. ડાકટર બરજોરજીની મહેનતથી અને એમનાં બાનુની ચાકરીથી હું વ્યાધિથી મુક્ત થયો. એથી પણ વધારે હું આપે આપેલા સંદેશાથી આપના આધિન છું. હવે હું ગુપ્ત રહેવાને માગતો નથી. મ્હારા પૂજ્ય પિતાશ્રીને તુરત ખબર આપો એવી મ્હારી મરજી છે. હુંજ નિર્ભાગી ગુમ થએલો ચન્દ્રસિંહ અને પિતાને દુઃખી કરનાર કૃતઘ્ની છું. જો વડીલોની યોગ્ય ગરજી હશેતો તમારી રાજ્યકુંવરીની યોગ્ય ઇચ્છાઓ જગકર્ત્તા પાર પાડશે ! હું, એઓ અને હાલના સમયનાં સઘળાં આર્ય બાળકો વડીલોનેજ તાબે છે, એમની મરજીને આધિન છે. "

સઘળો પડદો ખુલ્લો પડયો, કુમુદાનો બોવાયેલો ચન્દ્ર જડયો, સેનાધિપતિનો ઉપકાર કુમુદા અને ચન્દ્ર બંનેએ એક સરખો માન્યો. કુમુદાનું ઐશ્વર્ય વધશે, એ સંસારમાં જલદી જોડાશે એ આશાએ સરસ્વતિ તથા સુબોધા આનંદી થયાં. આ શુભ ખબર એક સ્વાર સાથે રમ્યપુર તથા સેનાપતિએ પોતે જઇ રાજમહાલયમાં મહારાજા તથા મહારાણીને આપી કે તેઓ તુરત ચ:

ન્દ્રને આવીને ઘણા હર્ષથી ભેટયાં. ડાકટર સાહેબને, સામન્ત સુરસિંહને અને અવર શુભ ચિન્તકોને ખબર આપવામાં આવી, એમના મારફતે સઘળાં શહેરમાં ખબર પ્રસરી ગઈ અને સઘળાં સુર્યપુરનાં રહેવાશી આનંદી થયાં. મહારાજા ભાવસિંહે ચન્દ્રસિંહને યોગ્ય દીલાસો દેઇ ભગવાં વસ્ત્ર તજાવી રાજ્યપુત્રને છાજતાં વસ્ત્રો ધારણ કરવાને સુચવ્યું. વડીલની યોગ્ય આજ્ઞાને માન આપી ચન્દ્રે ગેરૂવાળાં વસ્ત્રો દુર કરી સાદાં કપડાં પહેરી લીધાં. સઘળો સમાજ રાજ્ય મહાલયમાં ગયો, ભોજન કરી આનંદી થતાં પોત પોતાના કામે લાગ્યાં.

વખત જતાં સાંજ પડવા આવી અને મહારાજા રણજીતસિંહ છડી સ્વારીએ સુર્યપુર આવ્યા. ચન્દ્રને હર્ષથી ભેટયા. પીતા અને પુત્ર આનંદી થયા.

" છુટી છુટી નેત્ર ધારા. અંતર આનંદ દાતા;
" અધિક અધિક પુત્ર પિતા, હર્ષથી શાન્ત થાતા.

વાંચક બંધુઓ એતો ખરૂંજ છે કે મનમાં ગમગીની ધારણ કરવી એ સઘળું સુખકર્તા નથી. આનંદી મનુષ્યજ સઘળુ કઠણુ કાર્ય પણ શુલભ કરી શકે છે. ધીરજનાં ફળ મીઠાં છે.

' મન ધીરજ ધીરજ નીત ધરેરે. (૨)
' ભાવી અનુકુળ સમજી હરદમ;
' પ્રયત્ન અદકો કરરે.—મન૦
' શુભ કૃત્ય કરતાં સાહ્યજ કરશે;
' એ આશા અજર અમરરે.—મન૦
' ભાવિ કરાવે પ્રયત્નો સઘળા;
' ગોહિલ આશા ઉપરરે.—મન૦

# પ્રકરણ દસમું.

## લગ્ન-ઉપસંહાર.

" બુદ્ધિ કુળ વિવેક સાથે, ઓથ શુભ વિદ્યાને જોશે;
' ધનીને શરીર નીત સુખી, જો આનંદી અવસ્થા હોશે;
" જગાઇના ગુણ એ પરખી, નીજ બાળાનો સંબંધ તો કરશે;
" ભૂતળ એ હર્ષ વહોરી, દેશ વિદેશે કિર્તિ વિચરશે.



લગ્ન એટલે એકની સાથે બીજાનું જોડાવું. સહવિચારનાં અને અરસપરસના આનંદના થયેલાં લગ્ન જે સુખ શાન્તિને અનુભવે છે તેવાં ફરજથી કરાવેલાં લગ્ન હોતાં નથી. લગ્ન જે સરખા સરખીની સાથે થાય છે તેજ દુનિયામાં દીપી નીકળે છે અને એવાં લગ્નજ સુખી કહેવાશે. એક કુળ, સરખી બુદ્ધિ, સમ વય એટલે પુરૂષ કરતાં સ્ત્રી આસરે પાંચ વર્ષ સુધીની નાની ઉમરની, સરખુ સ્વરૂપ, અરસ્પરસની નીતિ, પ્રીતિને વિવેક મરજાદને સમજનાર અને શુદ્ધ બુદ્ધિની ખુશી; આથી થયેલું લગ્ન જન્માત સુધી આનંદી જીંદગી વ્યતિત કરી ઇશ્વર તરફથી બક્ષીસ થયેલ સુખના લ્હાવાઓ લેઇ, એક દાખલો લેવા. રૂપ જીન્દગી બનાવી જાય છે. એવા માનવોનાં જીવન ચરિત્રો એ પણ વિવેકી મનુષ્યોના હૃદયને શાન્તિ બક્ષે છે અને સમજ દીલના માનવો કાંઇ નવીન સુસાર ગ્રહણ કરી વધારે શીખે છે.

જેઠ માસની શુક્લ પક્ષની સપ્તમીનો આજનો દીવસ સુર્યપુરમાં અને રમ્યપુરમાં અતિ આનન્દથી વ્યતિત થાય છે. સુર્યપુરની શોભા ઇન્દ્રના વૈભવનો અભિમાન ઉતારી નાંખે એવી બનાવવામાં આવી છે: બેન્ડ, શરણાઇઓ, ઢોલ, નગારાં, તાંસાં આદિ વાજીન્ત્રોના નાદ આનન્દ આપી રહ્યાં છે. સુશોભિત મંડપ રચાવી લગ્ન મંડપમાં ચન્દ્ર અને કુમુદાને બેસારવામાં આવ્યાં છે, રાજ્યગોર અને વિદ્વાન બ્રાહ્મણોએ યથા વિધિ લગ્ન કાર્ય કરી હસ્ત મેળાવો કર્યો. જેને તેને યોગ્ય દક્ષીણા વહેંચવામાં આવી. અરસ્પરસ વડીલોની સમ્મતિથી અને ચન્દ્રસિંહ તથા કુમુદસુન્દરીની ખુશીથી બન્નેનાં લગ્ન થયાં. ત્યારબાદ મંડપમાં પધારેલા વડિલોને નમન કરતો, મિત્રોને ભેટતો, નોકર વર્ગને હર્ષથી બોલાવતો ચન્દ્રસિંહ સુર્યપુરની રાજ્ય માતાની આશીશ લેવા ગયો. હર્ષાતુર મહારાણીએ આશીશ આપી. કુમુદાએ પણ આવી, માતુશ્રીને નમન કરી આશીશ લીધી, સરસ્વતિને પગે લાગી, દેવીએ છાતી સરસી વ્હાલથી ચાંપી—આલીંગન આપી મસ્તકે કર મૂક્યો. સુબોધા, પદ્મા, મંજુ, કિશોરી આદિ સુખી મન્ડળને પ્રફુલિત વદને મલી. રાજમહાલયમાં અને શહેરમાં સઘળો આનંદનોજ દેખાવ થઇ રહ્યો.

કેટલીક મુદત ચન્દ્ર આદિ મન્ડળ સાથે મહારાજા રણજીતસિંહે સુર્યપુરમાં નીવાસ કીધો. લાંબી મુદત થઇ જવાથી મહારાજા ભાવસિંહની રજા માગી. કુમુદાને વિદાય કરવાની તૈયારી થવા માંડી, રમ્યપુરથી આવેલા સરદારો આદિને ભભકાદાર પોષાકો, શસ્ત્રો અને રોકડ રકમો આપવામાં આવી. સઘળાંનાં મન દ્રવ્ય, દાગિના, પોશાક,

વાહન, દાસ, દાસીથી ભાવસિંહે સંતોષ પમાડયાં. ઘણા હર્ષથી કુમુદાને મહારાણી તથા મહારાજા ભાવસિંહજીએ મળી વિયોગના દુખે ચપળચક્ષુમાં આનંદાશ્રુ ભરાઇ આવવાથી અશ્રુ કાઢયાં. મનસ્થિર રાખી સઘળા સાહિત્ય સાથે શહેર બહાર ઘણા લાંબા રસ્તા સુધી સઘળાં વળાવવા ગયાં; સરસ્વતિ, સુબોધા, પદ્મા આદિ સહચરી મન્ડળને કુમુદસુન્દરી અત્યંત મમતાથી ભેટી, સઘળાંનો ઉપકાર માન્યો અને પ્રસંગે કહેલ ભારે શબ્દોના માટે માફી માગી. સઘળાં કુમુદાને અત્યંત પ્રેમથી ભેટયાં અને પોતપોતાની માયા બતાવી તથા સુપંથે ચાલવા ભલામણ કરતાં વિનંતી કરી કે "પ્રિય બ્હેન ? વખતો વખત પત્રથી સુખ દુખની ખબરો મોકલી અમોને આનન્દ પમાડજે ? " રાજા રાણી પણ હવે પાછા ફરવાનો વખત થવાથી કુમુદાને આનન્દથી મમતા બતાવી ભેટયાં. રાણીએ કુમુદસુન્દરીના મસ્તક ઉપર કર મુકી મધુર કંઠે માયાથી બે શીખામણના શબ્દો કહ્યા.

" બ્હેન તું ત્યાં જઇને વડીલોની આજ્ઞા પાળજે. બ્હેન ! તું સ્ત્રીઓ ઉપયોગી સઘળી નીતિ, રીતિ શીખેલી હોવાથી ત્હને વધારે કહેવું પડે તેમ નથી. તોપણ ત્હને યાદ લાવી આપુ છું કે સદ્‌વર્તનથી ચાલી અમોને યશ મળે એવાં શુભ કાર્યો કરજે. વખતે વખતે સમાચાર મોકલીને ખબર આપતી રહેજે. અમારા તરફથી પણ માણસો ત્હારા તરફ આવતાં જતાં રહેશે. જે સ્થળે તું જાય છે તેજ સ્થળ આ જીન્દગીનું ત્હારૂં હમેશાનું રહેઠાણ છે ત્યાં પવિત્ર થઈ સદાચરણથી ચાલી

પરમાત્માને ખુશી કરજે. જા બ્હેન આનન્દી થજે."

કુમુદાએ કર સમ્પૂટ કરી રાણીને નમન કરી વિનંતી કરી કે. " માતુશ્રી ! આ ત્હારૂં બાળક વડીલોની આજ્ઞામાં રહીને સદ્‌વર્તનથી ચાલશે. એ બાબત સઘળી કાળજી સ્વચ્છ હૃદયના માનવો માટે જુગદીશને રાખવાની છે. "

ઉપર પ્રમાણે હળી મળીને સઘળાં પાછાં ફર્યાં અને જાન રમ્યપુર તરફ વિદાય થઇ.

કુમુદાને ચન્દ્રના લગ્નની દેશવિદેશ ખબર અને કીર્તિ ફેલાઇ ગઇ. સઘળાં સાધુ દીલનાં પવિત્ર મનુષ્યો આનંદી થયાં. મહારાજા રણજીતસિંહ પોતે વયોવૃદ્ધ થવાથી તથા યુવરાજ ચન્દ્રસિંહ ઉમર લાયક હોવાથી પોતાના જીવતાં રાજ્યની લગામ ધીરે ધીરે ચન્દ્રને સ્વાધિન કરતાં છેવટે સઘળી સત્તા આપી પોતે રાજ્ય ખટપટથી નિવૃતિ લેઇ ઇશ્વર સ્મરણમાં દીવસો ગુજારવા લાગ્યા.

ચન્દ્રે ટુંક સમયમાં રાજ્યમાં કેટલોક યોગ્ય ફેરફાર કરી પ્રજાજનોને સુખ આપવા માંડયું. નવીન વિદ્યાલયો, ઔષધાલયો અને ધર્મશાળાઓ બંધાવી. કેટલાક જુલમી કરો રઇયતના માંથેથી કમી કર્યા, સઘળો રાજ્યનો ખર્ચ વ્યવસ્થાશિર રાખવાથી ઉપજ કમી કર્યા છતાં તીજોરીમાં વધારો પડવા માંડયો. વૃદ્ધ મહારાજા પણ પુત્રની હુશિયારી અને પ્રજાપરની મમતાથી આનંદ પામ્યા. કુમુદા અને ચન્દ્ર સમ્પૂર્ણ વૈભવમાં શાન્તિથી સંસાર યાત્રા ચલાવવા મંડયાં.

વાંચકો ! સઘળાં પુસ્તકોમાં કાંઇ તત્વ સમાએલાં હોય છે. આથી ત્હમોને ખાત્રિ થઇજ હશે કે '**સ્વેચ્છા લગ્નથી થએલું જોડું જે સુખ ભોગવે છે તે ફરજથી થએલાં લગ્ન ભોગવી શકતાં નથી.**' ચન્દ્રસિંહને કુસુદસુન્દરીની અરસ્પરસ સત્ય અને પવિત્ર પ્રીતિ હતી તો અનેક સંકટમાં પણ સત્યને ન ગુમાવતાં આખરે અત્યંત આનન્દને પામ્યાં. દુષ્ટ માનવોનો નાશ થયો, સઘળો દેશ લય પામ્યો.

' પુસ્તકપર હોંશ અતિ ધરશો,
' વાંચી વિચાર દીલમાં કરશો,
' સુતત્વ સમજી આ ભવ તરશો,
' શુદ્ધ બુદ્ધિ ગ્રહી સુખમાં ફરશો.—પુસ્તકપર.

' શુભ પંથે ચડી કૃત્ય આદરશો,
' સંસાર યાત્રા અતિ સુખી કરશો.
' ભય વિઘ્ન થકી જરી નવ ડરશો,
' માસ્તર શીખ અંતર વાવરશો,
' શીખ ઉરધરી સાચી ફરી મળશો,
' ગોહિલ ' વાણીરસ ચિત ભરશો.—પુસ્તકપર.



# ખુશ ખબર.

ફેન્સી સ્ટેશનરી, મણીયારૂ તથા સ્કુલમાં ચાલતા કાગળો, પેન્સીલો, હોલ્ડરો, લાલ, લીલી, કાળી અને બ્લુ-બ્લેક દરેક જાતની શાહી, માથે નાંખવાનું ખુશબોદાર તેલ, અત્તર, ગુલાબ, સેન્ટ, શરબત, ખુશબોદાર વીલાયતી તથા દેશી સાબુ તથા મખમલની ટોપીઓ, હાથ રૂમાલો, મોજા, ગંજીફ્રાકો તથા કપડાં અને ઘર રંગવાના રંગો વેચનાર તથા કમીશનથી મંગાવી આપનાર

**કમીશન એજન્ટ.**

**કાસમજી મહુમદઅલી-કડી-બજાર.**

---

આ અમારા પ્રયાસને જનસમાજના કરમંડળમાં મુકતાં કડી નિવાસી સરસ્વતિ કોટન પ્રેસના એજન્ટ પ્રિય બન્ધુ શ્રી માણેકલાલ નારાયણદાસ શુક્લ અને અમદાવાદવાળા મહેરબાન મુરબ્બી માનવંતા શેઠ સાહેબ ચીનુભાઇ માધવલાલ સી. આઇ. ઇ. એ ગૃહસ્થોએ જે ઉદાર આશ્રય આપવાનું જણાવ્યું છે એથી એ વિદ્યાવિલાસી ગ્રહસ્થોનો આ સ્થળે ઘણો આભાર માનવામાં આવે છે.

---

# ચસ્મા પેબલના ચસ્મા !

ખાસ વિલાયતથી મંગાવેલ ખરા **પેબલના** ચસ્મા અમારે ત્યાંથી ઘણાજ ઓછા ભાવથી મળે છે,

દાકતરી ચસ્માની પેટીમાંથી આંખ તપાસી નંબર મફત કાઢવામાં આવે છે.

ચસ્માની ફ્રેમો નીકલની એલ્યુમીનીમની રોલ ગોલ્ડ, કેરેટ વીગેરે ઘણીજ ઓછા ભાવથી મળે છે.

ચસ્માનું રીપેર કામ ઘણાજ ઓછા ભાવથી કરવામાં આવે છે. મોતીઆના ચસ્મા પણ અમારે ત્યાંથી મળેછે.

સદ્‌ગૃહસ્થો તથા બાનુઓની સગવડના માટે ઘેર બો. લાવવાથી દાકતરી ચસમાની પેટીમાંથી આંખ તપાસી ચસ્માનો નંબર મફત કાઢવામાં આવે છે.

અમારે ત્યાંથી લીધેલા **પેબલના** ચસ્મા એક વરસ સુધી પૈસા લીધા વિના નંબર બદલી આપવામાં આવે છે.

એક વરસ પછી લીધેલા ચસ્મા અગર જુના **પેબલના** ચસ્માના નંબર ફકત **રૂપીઓ એક** લેઇ કાચ ફેરફાર કરી આપવામાં આવે છે. ખાસ જૈનના સાધુસાધ્વીઓને માટે નફો લીધા વિના ચસ્મા આપવામાં આવે છે.

આ ઉપરાંત અમારે ત્યાં પ્રાઇમસના ચુલા તથા નીચે પ્રમાણે માલ વેચાય છે. માટે સદ્‌ગૃહસ્થોને અમારી દુકાનની મુલાકાત લેવા ખાસ ભલામણ કરીએ છીએ.

દરેક જાતની ઇંગ્રેજી દવાઓ, ખોરાકી સામાન ગ્યાસવેર, એનેમલવેર, ક્રોકરી, કટલરી દરેક જાતની ચાહ, કોફી, સીગારેટ, તંબાકુ, સ્ટેશનરી, ટોઇઝ કામ, પરફ્યુમરી, સેન્ટ, દરેક જાતનો સાબુ, એસીડ, વીગેરે કીફાયત ભાવે વેચાય છે.

**ચુનીલાલ મયાચંદ મહેતા.**

**ત્રણ દરવાજા નં. ૩૬૧૪ અમદાવાદ.**

**ડાકટર એન. હોલની દવાઓનાં ચીફ એજંટ.**

## શ્રી હરિ.

સૂર્યપુરની રાજબાળા નૉવેલના અગા-
ઉથી ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર માનવ રત્નો.

| નકલ. | નામ |
|---|---|
| | **કડી શહેર.** |
| ૧૨ | એક એપોકેલીપ્ટીસ્ટ. મે. હરિલાલ બાપુભાઇ વકીલ |
| ૫ | મે. નારાયણલાલ છગનલાલ યાજ્ઞીક |
| ૫ | મે. શેઠ કાસમજી મહમદઅલી |
| ૫ | મે. રણછોડલાલ કેશવલાલ પરીખ |
| ૪ | મે. જેઠાભાઇ હાથીભાઇ દેશાઇ |
| ૪ | મે. માણેકલાલ રાધાભાઇ અમીન |
| | મે. નારાયણરાવ રાવજી–કંડતલાટી |
| ૨ | રા. ગણેશ રઘુનાથ બડવે |
| ૨ | રા. મણીલાલ મોહનલાલ બારોટ |
| ૧ | રા. ડાહ્યાભાઇ મુળાભાઇ અમીન |
| ૧ | રા. ભાઇલાલ ચુનીલાલ પારેખ |
| ૧ | રા. સદાશીવ સખારામ ગડકરી |
| ૧ | રા. રામલાલ ચુનીલાલ દેશાઈ |
| ૧ | રા. ગજાનન પુરૂષોત્તમ પંડયા |
| ૧ | રા. જગન્નાથ પ્રાણજીવન પંડયા |
| ૧ | રા. લલ્લુભાઇ સેવકરામ જાની |
| ૧ | રા. બાળુરાવ ગણપતરાવ ગુપ્તે |
| ૧ | રા. લલ્લુરામ મહાસુખરામ |
| ૧ | રા. મંગળભાઇ ચકુભાઇ તલાટી |
| ૧ | રા ચુનીલાલ વનમાળીદાસ |

૨ રા. શંકરરાવ યશવંતરાવ તળેકર
૧ રા. ઉમેદભાઈ મુનદાસ પટેલ
૧ રા. વાસુદેવ અમૃત વરાવી તલાટી
૧ રા. બાપુરાવ સીતારામ દેશપાન્ડે
૧ રા. જેશંકર ભાઇશંકર મોદી
૧ રા. હરી કાશીનાથ જોશી
૧ રા. કેશવલાલ આત્મારામ પટેલ
૧ રા. ગજાનન મલ્હાર વડનેરકર
૧ રા. આત્મારામ દામોદર પટેલ
૧ રા. ત્રિભોવન કાકુજી બારોટ
૧ રા. હીરાલાલ મોહનલાલ તલાટી
૧ રા. મગનલાલ જોઇતાદાસ તલાટી
૧ રા. સોમનાથ મોહનલાલ કંટ્રાકટર
૧ રા. સોમનાથ તરભખલાલ કોઠારી
૧ રા. ચીમનલાલ દલ્લુભાઇ ,,
૧ રા. ચીમનલાલ છોટાલાલ દેશાઇ આફ્રીકાવાળા
૧ રા. પ્રાણુલાલ વ્રજલાલ બારોટ
૧ રા. જીવણુલાલ છગનલાલ જાની
૧ જીવતેરામ પ્રાણુશંકર ( કંડશાળા )
૧ મી. લાલખાં મુજાહીદખાં.
૧ વીઠલદાસ રણછોડદાસ પટેલ
૧ સૈયદભાઇ મહમદભાઇ
૧ અતબારખાં ઇજતખાં
૧ ઇશ્વરલાલ ત્રીકમલાલ
૧ ગુલાબદાસ જેશીંગભાઇ પટેલ
૧ ગોવિંદલાલ ગીરધરલાલ જાંબુડી

૧ મી૦ એમ૦ ડી૦ ઘાંચી
૧ રણછોડજી જેમલજી વાઘેલા
૧ માધવલાલ છોટાલાલ દેશાઇ
૧ અહમદબેગ અમીરબેગ
૧ પાધ્યા–મણીલાલ પોચાલાલ

**શ્રી કડી આનન્દી મિત્ર મન્ડળ મણિપુર.**

૨ રા. લાલજીભાઇ જેઠારામ ભટ્ટ
૨ રા. સોમનાથ મોહનલાલ ત્રિવેદી
૨ દયાશંકર બળદેવરામ શુક્લ.
૧ રા. સોમનાથ નારાયણ ભટ્ટ.
૧ રા. મોરલીધર પીતામ્બર ભટ્ટ.
૧ રા. દુર્ગાશંકર બાપુલાલ શુક્લ.
૧ રા. ચીમનલાલ વિશ્વનાથ ભટ્ટ.
૧ રા. શંકરલાલ જેઠારામ ભટ્ટ.
૧ રા. નાથાલાલ ઉમેદરામ રાવળ.
૧ રા. ઉમીયાશંકર અમથારામ વ્યાસ.
૧ રા. સામરાવ વામન બર્વે.
૧ રા. પુરૂસોત્તમ બાપુલાલ શુક્લ.
૧ રા. નાથાલાલ મંગળદાસ પટેલ.
૧ રા. જેશીંગ ગીરજાશંકર ત્રિવેદી.
૧ રા. મફતલાલ મોરારદાસ મીસ્ત્રી.

---

**મી. એસ. જે. શાહ. મારફત.**

૧ રા. શા. ત્રીકમલાલ લલ્લુભાઇ.
૧ રા. કેશવલાલ પુરૂસોત્તમ આચાર્ય.
૧ રા. જીતાજી ગગજી.

૧ રા. મોહનલાલ દ્વારકાંદાસ.
૧ રા. ચીમનલાલ જેશંકર.
૧ રા. લક્ષ્મીશંકર પ્રાણશંકર.
૧ રા. ત્રિકમલાલ છગનલાલ.
૧ રાં. ભગુભાઇ દામોદરદાસ શાહ.
૧ રા. મણીલાલ મોહનલાલ.
૧ રા. શા. કેશવલાલ શીવલાલ.
૧ રા. જાંની બલુભાઈ સદાશીવ.
૧ રા. શા. ભોગીલાલ અમથાભાઇ.
૧ રા. શા. કેશવલાલ દલસુખભાઇ.
૧ આદમજી મહમદઅલી.
૧ ઘાંચી સલેમાન કડવા.
૧ રા. ચીમનલાલ છોટાલાલ પરીખ.
૧ રા. માણેકલાલ લલ્લુભાઇ
૧ રા. શા. મણીલાલ મથુરભાઇ.
૧ મે. મલેકહસુ મલેકબહાદર.
૧ રા. પટેલ. આત્મારામ માધવજી.
૧ કંટ્રાકટર રસુલભાઇ ઉમરભાઇ.
૧ રા. સાંકળચંદ વનમાળીદાસ પટેલ.
૧ રા. શોની અમથાલાલ કુબેરદાસ.

## શ્રી કડી દેવીસમાજ મંડળી.

૧ રા. શા. મોતીલાલ ભગવાનદાસ.
૧ રા. શા. છોટાલાલ નરોત્તમદાસ.
૧ નુરમહમદ મુસા.
૧ રા. ત્રંબકલાલ શીવલાલ.
૧ રા. ભગત. પુંજારામ મુલચંદ.

૧ રા. પરી. ઘેલાભાઇ કેશવલાલ.

૧ રા. પરસોતમ છગનલાલ.

૧ રા. હરિલાલ જેશીંગભાઇ સેડવા.

૧ રા. શોની અમ્રત પીતામ્બર.

૧ રા. ગીરધરલાલ મગનલાલ.

૧ રા. પટેલ બેચર ગોરધન.

૧ મે. સાહેબખાં રૂસ્તમખાં તલાટી.

૧ રા. કાળીદાસ કેશવલાલ શાહ.

૧ રા. શા. હરિલાલ લાલજીભાઇ.

૧ રા. શા. વાડીલાલ ત્રિભોવનદાસ.

## અક્કાસર.

૫ મે. શેઠ ઇબ્રાહીમ કાસમજી.

## શીંગાપુર.

૫ મે. શેઠ. કાદરઅલી હસનઅલી અલાબખસ ધ્રાંગધ્રાવાળા.

૫ મે. શેઠ ફકરૂદીન.

## મોમ્બાસા.

૫ મે. શેઠ રાજભાઈ મીઠાભાઇ વાંકાનેરવાળા.

## જુનાગઢ.

૫ રા. રા. કેશવલાલ ગોવિંદ—નાયક.

૫ રા. રા. શીવલાલ અંબરશી નાયક.

## નવસારી.

૧ રા. વિનાયક સૂરજરામ વ્યાસ.

## કરાંચી.

૧ રા. રા. ત્રિભોવનદાસ પુરૂષોતમદાસ શોની કડીવાળા.

૧ Mr. Maneklal Ch.

મો. કલ્યાણપુરા તા. કડી.

૧. રા. કાળીદાસ નથુભાઇ પટેલ.

મો. પંથોડા તા. કડી.

૧ મુખી. જીવા જુગા.

૧ મતાદાર જમાલ જાલમ.

વડનગર.

૧ રા. જોશી. મણીલાલ શીવરામ.

મો. રણુંજ તા. પાટણ.

૧ રા. શાહ. વ્રજલાલ લક્ષ્મીચંદ.

સીતાપુર.

૪ મે. જીભાઈ પુંજાભાઇ દેશાઇ.

૧ રા. રાવળ રણછોડલાલ દયાશંકર.

૧ મી. સમદભાઇ સદીકભાઈ.

૧ રા. રામદાસ વેલજી પટેલ.

૧ રા. કેશરાજી વિરમજી ઝાલા.

લીંચ.

૧ પોષ્ટમેન. મથુ કાળુ.

મુમ્બાઇ.

૨ મે. શેઠ. બદરૂદીન ચાંદાભાઇ.

૧ રા. દલાલ ગોપાળદાસ દેવચંદ

૧ રા. રામલાલ કેશવલાલ ઠાકર.

સુરત.

૪ મે. ડાકટર અબદુલગની અલ્લીમીયાં.

હારીજ.

૫ પ્રિયબન્ધુ ઇશ્વરલાલ રણછોડભાઇ પટેલ કડીવાળા.

### આખુરોડ.

૨ પ્રિયબન્ધુ કાળીદાસ લજ્જાશંકર ત્રિવેદી કડીવાળા.

### વાગડાદ તા. પાટણ.

૧ મે. રાહીલામીયાં અહમદમીયાં કડીવાળા.

### મહેસાણા.

૫ પ્રિયબન્ધુ શ્રી. ફુલાભાઇ મુળજીભાઇ પટેલ.

૧ રા. હીરાલાલ કરૂણાશંકર.

### મો. ડાભલા તા. વિજાપુર.

૧ સુજાતમીયાં ગલુમીયાં. શેખ.

### રણાસણ.

૧ રા. મુળચંદ રણછોડદાસ પટેલ,

૧ રા. વલ્લભરામ દલસુખરામ પુરોહિત.

૧ રા. હરગોવિન્દ જેઠારામ પુરોહિત.

૧ રા. ત્રિકમલાલ જીવરામ પુરોહિત.

૧ રા. પ્રેમચંદ ઝવેરચંદ શાહ.

### ઘોઝારીયા તા. વિજાપુર.

૧ રા. ઇશ્વરલાલ મુલાભાઇ અમીન.

૧ રા. રામલાલ કેશવલાલ અમીન.

૧ રા. મોહનલાલ અમથાદાસ. પટેલ.

### વિજાપુર.

૧ બન્ધુ જયશંકર વેણીરામ વ્યાસ.

૧ રા. શુક્લ અંબાલાલ અમથારામ

૧ રા. કંદોઇ સકરચંદ ઝવેરચંદ.

૧ રા. વ્યાસ રેવાશંકર કેશવરામ.

૧ અહમદઅલી સૈયદમીયાં.

## વીરમગામ.

૧ રા. મહમદભાઇ જીવાભાઈ.
૧ રા. ઘાંચી કાસમ મુસે.

## વીશનગર.

૧ રા. કેશવલાલ અમથાભાઇ.

## પાટણ.

૨ રા. માણેકલાલ ઇશ્વરદાસ.
૧ રા. સીતારામ નારાયણરાવ.

## લોદરા.

૧ રા. ભોગીલાલ દેવશંકર તલાટી.

## સાણંદ.

૨ રા. ગગાભાઇ કુબેર દેશાઇ.
૧ રા સુખલાલ રાજપાળ શાહ.
૧ રા. ચતુર છગનભાઇ પટેલ.
૧ રા. ડાહ્યા ઝવેર ઠાક્કર.
૧ રા. શેઠ. ઝેણા તળસી.
૧ રા. મુખી સાંકા નથુભાઇ.
૧ રા મણીલાલ ગુલાબભાઈ પટેલ.
૧ રા શેઠ. વાડીલાલ કેશવજી.
૧ રા. દરબાર ગગુભાઇ શીવશીંગજી.

## અમદાવાદ.

૧ રા. ભોગીલાલ છગનલાલ માસ્તર
શંકરવિજય વાજીંત્રશાળા.
૧ રા. સામળદાસ ભુદરદાસ પટેલ.
૧ રા. લલ્લુભાઇ અમીચંદ પટેલ.
૧ રા. ચીમનલાલ મોતીલાલ ડાકટર.
૧ રા. પ્રાણશંકર કેશવલાલ.
૧ મી. સદીકભાઇ અસરફભાઇ.
૧ સમસુદીન કાળુભાઈ.
૧ રા. સોમચંદ માણેકચંદ.

૧ રા. છગનલાલ મનસુખ.
૧ રા. છોટાલાલ દામોદર.
૧ રા. મોરારજી નથુભાઇ દેસાઈ.
૧ રા. શેઠ. અંબાલાલ મગનલાલ.
૧ રા. બાલચંદ ચુનીલાલ.
૧ રા. લલ્લુભાઇ મોતીલાલ.
૧ રા. દવે. જગંનાથ ગોવરધનદાસ.

મઠ-કાઠિયાવાડ.

૧ રા. ઉજમશી જીવરાજ શાહ.
૧ રા શાહ વીઠલદાસ જીવરાજ.
૧ રા. શા. જગજીવન મોહન.
૧ રા. જોશી રેવાશંકર કરૂણાશંકર.
૧ રા. ઠક્કર એધડ ધારસી

વડોદરા.

૧ રા. કૃષ્ણરાવ કેશવ. પ્રધાન.
૧ રા. સોમેશ્વર મગનલાલ પંડીત.
૧ રા. પુરૂસોત્તમ ગોવરધનદાસ.
૧ રા. ભોગીલાલ નાથજી મજમુનદાર.
૧ રા. જમનાદાસ મનસુખભાઇ મહેતા.
૧ રા. ગીરધરલાલ મોતીલાલ મોદી.
૧ રા. ચુનીલાલ કાળીદાસ શાહ.
૧ રા પુંજાલાલ મોતીલાલ શાહ.
૧ રા. માધવલાલ વલ્લભરામ શાહ.
૧ રા. પરભુલાલ દામોદર શાહ.
૧ રા. મગનલાલ જેઠાભાઇ શાહ.
૧ રા. જેરામ નથુરામ.
૧ રા. રા. બાપાલાલ ગીરધરલાલ શાહ, કડીવાળા.
૧ રા રા મુળજીભાઇ નરોતમદાસ

ટીપ: આ શિવાય મુદત વીતે જે નામ ભરાઇ આવ્યાં છે તે દાખલ થઇ શકયાં નથી તેથી દરગુજર થશે.

લેખક.

## અગાઉથી ગ્રાહક થનારાઓનાં ન

૧ રા. નાનાલાલ જમનાદાસ મુ સીધપુર.
૧ રા. બાઇલાલ રણછોડલાલ ,,
૧ રા. ત્રીકમલાલ હીમતરામ પટેલ ,,
૧ રા. ત્રવાડી ધરણીધર શીવશંકર અમદા
૧ રા. ત્રવાડી જગન્નાથ પ્રભાશંકર ,,
૧ રા. દવે મણીલાલ ગબડભાઇ ,,
૧ રા. દ્વીવેદી છોટાલાલ ગીરજાશંકર સીધપુર
૧ રા. ઠાકર વીઠલ દામોદર પટેલ ,,

---